શ્રી ન્યાયવિજય—

# વાણીવિહાર

અર્થાત્

ન્યા. ન્યા. મુનિશ્રી ન્યાયવિજયજીના
પૂર્વપ્રકાશિત લેખો પૈકી કેટલાકનો
સંગ્રહ



પ્રકાશક
સ્વાધ્યાયમન્દિર,
પાટણ (ગુજરાત)

વિ. સં. ૨૦૧૨

## આર્થિક સહાયકો—

૨૫૧) પંચાસરવાળા શેઠ અમૃતલાલ ખુશાલદાસના પુણ્ય
સ્મરણાર્થે તેમના સુપુત્ર શેઠ ત્રિભુવનદાસ તરફથી

૩૫) એક સજ્જન તરફથી.

૫૦) પાટણ–સાગરના ઉપાશ્રય તરફથી.

૧૬૫) માંડલના ગૃહસ્થો તરફથી.



મુદ્રક :
મહેતા અમરચંદ બહેચરદાસ.
શ્રી બહાદુરસિંહજી પ્રિં. પ્રેસ.
પાલીતાણા (સૌરાષ્ટ્ર).

## આવેદન

આ ચોપડીમાં મુનિમહારાજ ન્યાયવિજયજીનો વાણીસંગ્રહ છે. અર્થાત્ અગાઉ જુદા જુદા સમયે તેમણે લખેલા લેખોમાંથી કેટલાકનો સંગ્રહ આ ચોપડીમાં થવા પામ્યો છે. જે લેખ જે સાલમાં પ્રકટ થયેલો તેનો ઉલ્લેખ તે લેખની નીચે કરી દીધો છે.

આ લેખો જુદા જુદા સમયે પ્રકટ થયેલા હોઈ એકની અન્દરની કોઈ વાત બીજામાં આવ્યાનું સંભવિત છે જેને વાચકો ક્ષન્તવ્ય ગણશે.

દશમા લેખના ૮૭ મા પેજની પાંચમી પંક્તિથી શરૂ થતા વાક્યમાં "મહિલાઓ......દેખાડે છે,......પૂરે છે" એ પ્રમાણે પ્રયુક્ત વર્તમાનકાળ તે લેખ વિ. સં. ૧૯૯૦ માં પ્રકટ થયેલો હોઈ તે સમયની અપેક્ષાએ સમજી શકાય છે.

માઘપૌર્ણમાસી,
વિ. સં. ૨૦૧૨ } પ્રકાશક



# વિષયાનુક્રમ

# (૧)
## શ્રીકૃષ્ણ

—— × ——

( જૈનકથાગત—હેમચન્દ્રીયત્રિષષ્ટિરચનાનુગત )

મથુરાનો રાજા યદુ, જેના નામ પરથી 'યાદવ' કહેવાયા. યદુનો પુત્ર શૂર. શૂરના બે પુત્રોઃ શૌરિ અને સુવીર. શૌરિએ શૌર્યપુર નગર વસાવ્યું. શૌરિનો પુત્ર અન્ધકવૃષ્ણિ. સુવીરે સિન્ધુ દેશમાં સૌવીર નગર વસાવ્યું. સુવીરનો પુત્ર-મથુરાનો રાજા-ભોજવૃષ્ણિ. અન્ધકવૃષ્ણિના દશ પુત્રો, જેમાં સહુથી મોટા સમુદ્રવિજય, અને સહુથી નાના વસુદેવ. આ દશ 'દશાર્હ' કહેવાતા. દશ પુત્રો ઉપરાંત બે પુત્રીઓઃ કુન્તી અને મદ્રી. કુન્તી પાંડુને દેવાઈ, અને મદ્રી શિશુપાલના પિતા દમઘોષને. ભોજવૃષ્ણિનો પુત્ર ઉગ્રસેન (મથુરાનો રાજા). તેની પત્ની ધારિણીને એવો ગર્ભ રહ્યો કે તેણીને પોતાના પતિનું માંસ ખાવાનો દોહદ પેદા થયો. રાજાના મન્ત્રીઓ તરફથી રાજાના માંસને બદલે યુક્તિથી અન્ય પ્રાણીના માંસથી એ દોહદને પૂર્ણ કરવામાં આવ્યો. રાણીએ પુત્રને જન્મ આપ્યો, પણ પોતાને નીચ દોહદ થયેલો એથી તેણીનું મન પુત્ર તરફથી સાશંક અને ભયગ્રસ્ત બનવાથી એ જાત-માત્ર બચ્ચાને તેણીએ કાંસાની પેટીમાં, પોતાના અને રાજાના નામની બે મુદ્રિકાઓ અને પત્ર સાથે મૂકી એ પેટીને ગુપ્ત-

પછી યમુનાજલમાં પ્રવાહિત કરાવી દીધી; અને રાજાને એમ જણાવવામાં આવ્યું કે પુત્ર જન્મીને મરી ગયો. હવે એ પેટી વહેતી વહેતી શૌર્યપુરના દ્વાર પર આવી; અને સુભદ્ર નામના વાણિયાના હાથમાં આવી. એણે એ બાલક પોતાની પત્નીને આપ્યો. એ બાળક તે કંસ. દશ વર્ષનો થતાં એને વસુદેવની સેવામાં મૂકવામાં આવ્યો. એ બે (વસુદેવ અને કંસ) વચ્ચે અત્યન્ત મૈત્રી થઇ. બંને સાથે જ ખેલે, સાથે જ ભણે.

એકદા મગધ દેશનો સમ્રાટ્ ( પ્રતિવાસુદેવ ) જરાસન્ધ એણે સમુદ્રવિજયને સિંહરથ નામના રાજાને બાંધીને પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો. વસુદેવ કંસને સાથે લઈ એ કામ માટે ગયા. એ રાજાને યુદ્ધમાં પરાભૂત કરી બાંધીને વસુદેવ પોતાને શહેર લાવ્યા. સમુદ્રવિજયે વસુદેવને ગુપ્ત રહસ્યની વાત કરી કે આ જીતના બદલામાં જરાસન્ધ પોતાની કન્યા ' જીવયશા ' આપનાર છે, પણ તે કુલક્ષણા અને જ્ઞાનીના ભવિષ્યકથન મુજબ પોતાના પતિ અને પિતાનો વિધ્વંસ કરનારી છે, માટે તે વળગવા ન પામે એવો રસ્તો કાઢવો જોઇએ. ત્યારે વસુદેવે કહ્યું: 'ઠીક છે, એ કન્યા કંસને દેવરાવીશું.' કંસના શૌર્યપરથી આ વણિક્પુત્ર ન હોઈ એમ લાગવાથી સમુદ્રવિજયે સુભદ્ર વાણિયાને બોલાવી પૂછતાં તેણે પેટીમાંથી ઉગ્રસેન અને તેની રાણી ધારિણી બંનેનાં નામવાળી બે મુદ્રિકાઓ અને પત્ર સાથે કંસ મળ્યાની વાત રાજા સમુદ્રવિજય આગળ-કંસના સાંભળતાં-જાહેર કરી. હવે રાજા સમુદ્રવિજય કંસ સાથે જરાસન્ધ પાસે ગયા અને એ સિંહરથ રાજાને તેને હવાલે કર્યો. અને કંસના પરાક્રમની

વાત કરી. જરાસન્ધે પોતાની કન્યા જીવયશા કંસને આપી. અને વધુમાં કંસે પોતાના પિતા તરફના રોષે મથુરાનું આધિપત્ય માંગતાં તે તેને મળ્યું, અને બીજું સૈનાબલ પણ જરાસન્ધે તેને પ્રદાન કર્યું. મથુરાનો રાજા થઈ કંસે પોતાના પિતાને ( ઉગ્રસેન રાજાને ) પાંજરામાં કેદ કર્યો.

આ તરફ વસુદેવ પ્રવાસે નીકળી પડયા. પ્રવાસમાં બહુ રાજકન્યાઓનાં પાણિગ્રહણ કરી બહુ લાંબા વખતે શૌર્યપુર આવ્યા. વસુદેવની પત્ની રોહિણીએ રામને જન્મ આપ્યો. કંસના કાકા દેવકની પુત્રી દેવકી વસુદેવ સાથે વિવાહિત કરવામાં આવી, જેની ખુશાલીમાં કંસને ત્યાં ઉત્સવ મંડાયો. તે વખતે કંસનો લઘુ સહોદર ' અતિમુક્તક ', જેઓ ચારિત્ર ગ્રહણ કરી મુનિધર્મના પથિક બન્યા હતા, તે મુનિવર ભિક્ષાટન કરતા જીવયશાને ત્યાં આવી પહોંચ્યા. તે વખતે સુરાપાણ કરી મસ્ત બનેલી તેણી એ મુનિ સાથે મજાક કરવા લાગી અને એમને પજવવા લાગી, ત્યારે મુનિએ કહ્યું: ' જેના લગ્નનિમિત્તના ઉત્સવમાં આટલી ઉન્મત્ત બની ગઈ છો તેણીનો સાતમો ગર્ભ તારા પતિ અને પિતાનો મારક થશે. ' આ સાંભળતાં તેણીનું હૃદય કંપી ઊઠયું. કંસને આ વાતની જાણ થતાં તે ચોંકી ઊઠયો. અને તેણે દેવકીના સાત ગર્ભો જન્મતાંવેંત પોતાને સોંપી દેવાની વસુદેવ આગળ માંગણી કરી. સ્નેહાર્દ્રભાવી અને સરલ મનના વસુદેવે તે સ્વીકારી.

દેવકીને પ્રસવ થાય કે તે બાળક તરત જ કંસના હાથમાં જાય, અને કંસ તેને પથરા પર પછાડી મારી નાખે. આમ છ બાળકો દેવકીના કંસે મારી નાખ્યા.

( વસુદેવને કંસની પુત્રાર્પણુની માંગણી સ્વીકાર્યા પછી તુરત-પ્રથમ ગર્ભ ઉત્પન્ન થવા અગાઉ જ-કંસની દુષ્ટતાની ખબર પડી ગઇ હતી, છતાં તેમણે પોતાના બાળકો કંસના નૃશંસ હાથે મરાવા દીધા! એ શું હશે? વચનબદ્ધતાનું અજ્ઞાન વળગણ કે ભીરુતા?)

આ બાબતમાં એક વિશેષ ઉલ્લેખ એવો છે કે ભદ્દિલપુર-વાસ્તવ્ય 'નાગ' નામના શ્રેષ્ઠીની પત્ની 'સુલસા,' જે નિન્દુ-મૃતવત્સા ( મૃત બચ્ચાને જન્મ આપનારી ) હતી, તેણીએ પુત્રલાભ માટે દેવતાનું આરાધન કર્યું, એથી દેવે દેવકીના ક્રમજાત છએ ગર્ભો સુલસાને અર્પણ કરી સુલસાના મૃત બાળકો દેવકીને અર્પણ કર્યા. આમ મૃત બાળકો કંસને મળતા અને તેને હાથે મૃતમારણ થતું. દેવકીનો સાતમો ગર્ભ જન્મતાં તેની રક્ષા માટે તેને ગુપ્ત રીતે નન્દના ગોકુલમાં પહોંચાડવામાં આવ્યો; અને નન્દની ભાર્યા યશોદાએ તે વખતે પ્રસવેલ પુત્રીને દેવકી પાસે મૂકવામાં આવી, જેનું નાક ( એક નાસાપુટને ) કાપીને કંસે તે પાછી દેવકીને સોંપી દીધી. નન્દના ગોકુલમાં વિલસતા કૃષ્ણાંગ દેવકી-નન્દનનું નામ કૃષ્ણ રાખવામાં આવ્યું. *

કૃષ્ણને કંઇ અમંગલ ન થાય એ વિચારે રામને કૃષ્ણની સાથે રાખવામાં આવ્યો. નન્દ-યશોદાને ત્યાં પુત્રવત્ પળાતા-

---

* पुत्रं नभःसिताष्टम्यां निशीथेऽसूत देवकी ।
कृष्णं सदेवसान्निध्यं... ॥ १०० ॥ ( हैमत्रिषष्टि ८-५ )

—દેવકીએ શ્રાવણ શુદિ આઠમની મધ્યરાત્રિએ કૃષ્ણને જન્મ આપ્યો.

પોષાતા આ બંને મહાભુજ બાલકુમારો ગોપ ગણાયા. નન્દને ત્યાં રહી વિલાસ કરતાં એમને અગ્યાર વર્ષ વીતી ગયાં. બીજી તરફ રાજા સમુદ્રવિજયની શિવાદેવીએ અરિષ્ટનેમિને જન્મ આપ્યો. દેવકીનો સાતમો ગર્ભ પોતાનો મારક થશે એ ભયાવહ શંકા કંસના મનમાં હજુ ખટકયા કરતી હતી. અને એ વિષે તેણે કોઇ જ્ઞાનીને પૂછતાં એ જ્ઞાનીએ એમ કહેવાથી કે દેવકીનો સાતમો ગર્ભ કયાંક છે અને તેનાથી તમારું મરણ છે, કંસે એ સપ્તમગર્ભરૂપ વ્યક્તિનો પતો લગાડવા અનેક કાર્યક્રમો ગોઠવ્યા. આખરે કૃષ્ણ-રામને મારી નાખવાના ઈરાદે કંસે મલ્લયુદ્ધનો અખાડો ગોઠવ્યો. પરન્તુ એમાં એ જ કૃષ્ણના હાથે મરાયો.

ઉગ્રસેન અને સમુદ્રવિજયાદિએ કંસનું પ્રેતકાર્ય કર્યું. કંસની માતા અને પત્નીઓએ કંસને જલાંજલિ આપી. પણ શોકાર્ત જીવયશાની સ્થિતિ તે વખતે કોપાવિષ્ટ હતી. એ માનિની ભામિનીએ કહ્યું: 'આ ગોવાળ રામ-કૃષ્ણ અને સપરિવાર દશાર્હોને મરાવીને પછી હું મારા પતિનું પ્રેતકાર્ય કરીશ. નહિ તો અગ્નિમાં પ્રવેશ કરીશ.' આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી પોતાના પિતા (જરાસંધ) ને ત્યાં (રાજગૃહે) ચાલી ગઇ. મથુરાનું રાજ્ય પુનઃ ઉગ્રસેનને સોંપવામાં આવ્યું. ઉગ્રસેનની પુત્રી સત્યભામા સાથે કૃષ્ણનું લગ્ન થયું. જીવયશાએ-રાજગૃહે પહોંચી પોતાના પિતાને કંસવધની બધી વાત કરી. જરાસંધે કહ્યું: 'કંસે ઠીક ન કર્યું. એણે દેવકીને જ મારી નાખવી જોઇતી હતી. मूलं नास्ति कुतः शाखा !' રુદન-કરતી પોતાની પુત્રીને આશ્વાસન આપતાં જરાસંધે કહ્યું: 'બેટી !. રો માં !

કંસઘાતકોને સમૂલ હણીને તેમની સ્ત્રીઓને રોવરાવીશ.' પછી જરાસંધે પોતાના કોઈ તાબેદાર સોમક નામના રાજાને મોકલી સમુદ્રવિજયને કહેવરાવ્યું: 'જીવયશા અમને પ્રાણથી વલ્લભ છે, અને અતએવ કંસ પણ હોય એ સ્વાભાવિક છે. તમે અમારા તાબેદાર રાજા છો, તમે સુખશાન્તિથી રહો, ફક્ત કૃષ્ણ અને રામ, જેઓ કંસદ્રોહી છે, અમને સોંપવા જોઇએ. દેવકીનો સાતમો ગર્ભ તમે અગાઉ અમને આપી જ દીધેલ છે, માટે હવે તે અમને સોંપી દો, અને તેના સહચર રામને પણ.' સમુદ્રવિજયે કહ્યું: 'મારા પરોક્ષમાં ભોળા હૃદયના વસુદેવે છ ગર્ભો આપી દીધા એનું મને બહુ દુઃખ છે. રામ અને કૃષ્ણે પોતાના ભ્રાતાઓના વધના વૈરને લીધે કંસને હણ્યો એ શું એમનો ગુનો ગણાય? અમારી જ ભૂલ કે વસુદેવની ભોળી બુદ્ધિને લીધે છ પુત્રો કંસના હાથમાં જઇ હણાઈ ગયા. અમારા પ્રાણભૂત રામ-કૃષ્ણને મારી નાખવા માટે તમારા રાજા એમની જે માંગણી કરે છે તે વિચાર-વગરની વાત છે.' સોમકે કહ્યું: 'સ્વામીની આજ્ઞાને બજાવવામાં સેવકોએ યુક્તાયુક્તનો વિચાર કરવો યોગ્ય નથી. છ ગર્ભો જ્યાં ગયા ત્યાં આ બે દુર્મતિઓ પણ જવા જોઇએ! રાજન્! સમજી જાઓ કે તક્ષક નાગનું મોઢું ખણવામાં કંઇ માલ નથી. બલવાનની સાથે વિરોધ કરીને કંઇ સાર નહિ કાઢો! ક્યાં હાથી અને ક્યાં બકરો! ક્યાં મગધેશ્વર અને ક્યાં તમે!' તે વખતે કૃષ્ણનો ક્રોધ ફફડી ઊઠ્યો. તે તેજસ્વી રાજકુમારે કહ્યું: 'પિતાજીએ તારા સ્વામી સાથે ચિરકાળ સ્નેહ-સમ્બન્ધનું પાલન કરી સરલતા દાખવી એથી શું તારો સ્વામી અમારો માલિક બની ગયો? જરાસન્ધ અમારો સ્વામી

નથી, અહિક આવી રીતનો પ્રલાપ કરે છે માટે બીજો કંસ છે. જા! અને તારા રાજાને તારે જે કહેવું હોય તે સુખેથી કહેજે!' આથી વધુ કુપિત થઇ સોમકે રાજા સમુદ્રવિજયને કહ્યું: 'આ તમારો છોકરો કુલાંગાર છે. હે દશાર્હ! એના તરફ આટલી ઉપેક્ષાવૃત્તિ સેવી રહ્યા છો એ ઠીક નથી કરતા.' વસુદેવના અન્ય પુત્રે (અનાધૃષ્ટિએ) કહ્યું: 'એક જમાઇરાજ મરી જવાથી મગધેશ્વર દુઃખી થયા તો છ ભ્રાતાઓને મારી નાખવાથી અમે દુઃખી નહિ થયા હોઇએ શું? બસ! બંધ કર હવે તારા પ્રલાપને!' આ પ્રમાણે તિરસ્કૃત થઇ સોમક ત્યાંથી રવાના થઇ ગયો.

એ પછી પરિસ્થિતિનો વિચાર કરતાં યાદવપુંગવોને એમ લાગ્યું કે હવે આપણે આ મુલ્ક છોડી દેવો જોઇએ. પછી સમગ્ર યાદવકુલ એ મુલ્કને છોડી ચાલી નીકળ્યું. બધા પશ્ચિમ-સમુદ્રને તટે આવ્યા, અને ત્યાં દ્વારકા નગરી વસાવી રહ્યા. મથુરા, આગ્રા તરફના યાદવો હવે દ્વારકાવાસી થયા. પોતાનો મુલ્ક છોડી યાદવો જ્યારે ચાલી નીકળેલા ત્યારે જરાસન્ધના યોદ્ધાઓએ તે લોકોનો પીછો કરેલો—તેમને મારવા તેઓ તેમની પાછલ પડેલા, પણ તેમાં તેમને જબ્બર પરાભવ મળવાથી જરાસન્ધની વ્યાકુલતા બહુ વધી ગઇ.

આ તરફ દ્વારકામાં શ્રીકૃષ્ણનું એકાતપત્ર પ્રભુત્વ ઝગમગવા માંડયું. રુક્મિણી, જામ્બવતી, ગૌરી, ગાન્ધારી વગેરે મહિષી-ઓના પતિ અને પ્રદ્યુમ્ન, શામ્બ વગેરે મહાપરાક્રમી પુત્રોના પિતા એ મહાન્ નરેશ્વરનું ઐશ્વર્ય મહાન્ બલવિભૂતિથી તપવા માંડયું.

શ્રી ઋષભદેવસ્વામીના પુત્રોમાં એક 'કુરુ' નામનો પુત્ર હતો, જેના નામથી 'કુરુક્ષેત્ર' કહેવાય છે. કુરુનો પુત્ર 'હસ્તી' હતો, જેના નામ પરથી 'હસ્તિનાપુર' વસ્યું. 'હસ્તી' રાજાની પરમ્પરામાં શાન્તનુ રાજા થયા. તેમને બે રાણીઓ ગંગા અને સત્યવતી. ગંગાનો પુત્ર ભીષ્મ અને સત્યવતીના ચિત્રાંગદ ને ચિત્રવીર્ય. ચિત્રવીર્યની ત્રણ સ્ત્રીઓ અંબિકા, અંબાલિકા અને અમ્બા. અનુક્રમે એ ત્રણના પુત્રો ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર. ગન્ધારરાજ શકુનિની ગાન્ધારી આદિ આઠ બહેનો સાથે ધૃતરાષ્ટ્રનાં લગ્ન થયાં, અને એમને દુર્યોધન વગેરે સો પુત્રો થયા. પાંડુને કુન્તીના ત્રણ પુત્રોઃ યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન અને મદ્રીના બેઃ નકુલ અને સહદેવ. આ સુપ્રખ્યાત મહાબલી મહાપુરુષ પાંચ પાંડવો. દ્રૌપદી એમની પત્ની. યુધિષ્ઠિરને રાજ્ય આપી પાંડુ પંચત્વને પામ્યા. મદ્રી પોતાના બે પુત્રો કુન્તીને સમર્પી પોતાના પતિ સાથે ગઇ. મહારાજ પાંડુ જતાં રાષ્ટ્રલુબ્ધ દુરાશય ધાર્તરાષ્ટ્રો પાંડવો પ્રત્યે દ્વેષ ધારણ કરવા લાગ્યા, પાંડવોની દુર્દશા કરવા વિવિધ કૂટપ્રપંચો રચવા લાગ્યા. ધૂર્તરાજ દુર્યોધન ઉત્કટ વિનયાદિ વડે કુરુવૃદ્ધોને સંતોષી, પોતાની તરફ આકર્ષી પોતાની બલવૃદ્ધિ કરવા લાગ્યો. દ્યૂતમાં પાંડવો પરાજિત થયા. દ્યૂતમાં રાજ્ય ગુમાવ્યું. દ્રૌપદીને પણ "હાર્યો જુગારી બમણું રમે" એ કહેવત મુજબ જુગારમાં મૂકી, અને દુર્યોધનની જીત થવાથી એ એણીને બલાત્કારથી સ્વાધીન કરવા લાગ્યો, પણ ભીમનાં ક્રોધોદ્ધત નેત્રો જોઇ તેણે તેણીને પાછી સોંપી દીધી. ધાર્તરાષ્ટ્રોથી તિરસ્કારપૂર્ણ નિર્વાસિત થયેલા પાંડવો વનવાસ કરવા લાગ્યા. લાંબો વખત વને વને ભ્રમણ કરતા દ્વારકા પહોંચ્યા. રામ-કૃષ્ણની ફોઇના પુત્રો પાંડવો

લાંબે વખતે મળવાથી એમને, દશાર્હોને, યાદવોને બહુ આનન્દ થયો. બધા પરસ્પર ખૂબ પ્રેમથી ભેટ્યા. કૃષ્ણે કહ્યું: 'તમે અહીં આવ્યા એ બહુ સારું કર્યું. આ આપનું જ ઘર છે. આપણી વચ્ચે જુદાઇને સ્થાન જ નથી.' કૃષ્ણે એમને પોતાને ત્યાં સત્કારથી રાખ્યા, અને જુદા જુદા પ્રાસાદોની સગવડ કરી આપી. દશાર્હોએ પોતાની કન્યા લક્ષ્મીવતી યુધિષ્ઠિરને, વેગવતી ભીમને, સુભદ્રા અર્જુનને, વિજયા નકુલને અને રતિ સહદેવને આપી. યાદવોથી સમ્માનિત પાંચે પાંડવો ત્યાં (દ્વારકામાં) સુખેથી રહેવા લાગ્યા.

એ પછી લાંબા વખત બાદ કૃષ્ણ અને જરાસન્ધનું યુદ્ધ ભભૂક્યું, જેમાં પાંડવો કૃષ્ણના સુભટદલમાં હતા, ત્યારે કૌરવ્ય દુર્યોધન વગેરે તથા કર્ણ આદિ જરાસન્ધના સૈનિકો હતા. આ મહાદારુણ સંગ્રામમાં પાંડવોના હાથે કૌરવો અને કર્ણાદિ* મરાયા. આખરે કૃષ્ણના હાથે જરાસન્ધનું મોત થયું. કૃષ્ણનો જયજયકાર થયો; અને ભારતવર્ષના મહાન્ સમ્રાટ-પદ પર અભિષિક્ત થઈ એ મહાપુરુષે પોતાના મહાન્ દિવ્યતાથી લોકનાથત્વને વિરાટ્રુપે ઝગમગતું કર્યું.

સુલસાને ત્યાં ઉછેરાયેલા અને પોષાયેલા દેવકીના છ પુત્રો મોટા થઈ પરણ્યા, અને પછી ભવવિરક્ત થઈ તેમણે સંન્યાસ-દીક્ષા અંગીકાર કરી. ફરતા ફરતા તેઓ દ્વારકામાં આવ્યા અને

* પાંડવ-કૌરવનું સ્વતન્ત્ર યુદ્ધ નહિ, પણ યુદ્ધ કૃષ્ણ અને જરાસન્ધનું થયેલું, અને એ મહાયુદ્ધમાં પાંડવો કૃષ્ણના સૈનિક યોદ્ધા તરીકે હતા અને કૌરવો તથા કર્ણાદિ જરાસન્ધના સૈનિક યોદ્ધા તરીકે હતા.

બબ્બેની જોડીએ ભિક્ષા માટે નીકળ્યા. શ્રીકૃષ્ણની માતા દેવકીને ત્યાં બે મુનિઓની એક ટુકડી ભિક્ષા લઇ ગઈ, કે બીજી બેની જોડી ભિક્ષા લેવા આવી, એમના ગયા પછી વળી ત્રીજી બેની જોડી આવી. દેવકીએ સાશ્ચર્ય બની તેમને પૂછયું: 'ફરી ફરી આપ પધારો છો, એ શું દિશામોહથી ? કે મારો જ મતિમોહ છે કે આપને આગળ આવ્યા હતા એ જ સમજું છું ? અથવા તો દ્વારકા જેવી નગરીમાં પણ ભિક્ષાનું દૌર્લભ્ય થઇ પડયું છે ? ' મુનિદ્વયે કહ્યું: 'દિઙ્‌મોહ અમને નથી થયો. અમે ભદ્દિલપુરવાસ્તવ્ય નાગ-સુલસાના પુત્રો–સગા છ ભાઇઓ છીએ અને બબ્બેની જોડીએ ભિક્ષા લેવા નીકળેલા તે તમારે ત્યાં આવ્યા; અમારી પહેલાં બબ્બેની બે જોડી આપને ત્યાં આવી ભિક્ષા લઇ ગઈ અને અમે ત્રીજી બેની જોડી છીએ. ' દેવકી વિચાર કરવા લાગ્યાં: આ છએ બિલકુલ કૃષ્ણના જેવી જ આકૃતિવાળા છે. અગાઉ જ્ઞાનીએ કહેલું તે મુજબ આ મારા પુત્રો તો નહિ હોય ! પછી જ્ઞાની ભગવાન્ નેમિનાથને એમણે પૂછયું અને એમને માલૂમ પડયું કે એ છ સન્તો એમના જ પુત્રો છે. પછી શ્રી નેમિનાથ પ્રભુની સેવામાં વિરાજિત એ સુન્દર કાન્તિમાન્ છ મુનિઓને જોઇ દેવકીનાં વક્ષોજ પ્રસુત થવાં લાગ્યાં. તેમણે તેમને વાંદ્યા અને બોલ્યાં: પુત્રો ! મારું આનન્દી ભાગ્ય કે મેં તમને જોયા. મારા અંગજોને રાજ્ય હોય કે દીક્ષા હોય, એટલે તમારી સંન્યસ્ત દશાથી મને દુઃખ નથી. પરન્તુ મને દુઃખ એટલું જ છે કે મારા એક પણ બાળકને રમાડવાનું મને મળ્યું નહિ. આમ વિષાદભર્યું હૈયું લઇ દેવકીજી ઘરે ગયાં. માતાની વિષણ્ણતા જોઈ કૃષ્ણે એનું કારણ પૂછતાં માતા બોલી: બેટા ! તું નન્દને ત્યાં ઉછર્યો

અને તારી અગાઉના છ દીકરા સુલસાના ખોળામાં ઉછર્યા, પણ એક પણ દીકરાને હું રમાડવા ન પામી. હું કેવી અભાગણી ! કૃષ્ણ ! મારી લાલસા એક પુત્રને રમાડવાની તૃપ્ત થાય એમ ઈચ્છું છું. માતાની આ ઉત્કંઠા જોઈ તેને પૂર્ણ કરવા કૃષ્ણે તપ આદર્યું. તપના પ્રભાવે દેવે દેવકીને અષ્ટમ પુત્રની પ્રાપ્તિ થવાનું જણાવ્યું. દેવકીનો એ અષ્ટમ પુત્ર તે ગજસુકુમાલ. એ યૌવન અવસ્થામાં પરણ્યો અને પછી એણે પણ સંન્યાસ-દીક્ષા અંગીકાર કરી.

કૃષ્ણના શામ્બ આદિ કુમારોએ મદ્યપાનથી ઉન્મત્ત બની દ્વૈપાયન નામના ઋષિને ખૂબ માર્યો, આથી એ ઋષિએ ક્રોધાન્માત બની દ્વારકા નગરીનો વિધ્વંસ કરવાનો સંકલ્પ કર્યો. એ ઋષિ મરી અસુર થયો, અને એણે દ્વારકાનો નાશ કરવા માંડયો, એ મહાન્ નગરી છ મહીના લગી બળતી રહી, અને પછી સમુદ્રે એને પોતાની જલરાશિમાં સમાવી દીધી.

એ પછી વનમાં નીકળેલા કૃષ્ણને ખૂબ તૃષા લાગી, અને રામ એમને સારુ પાણીની શોધ માટે ગયા. આ તરફ તૃષાક્રાન્ત અને શોકાક્રાન્ત શ્રીકૃષ્ણ પોતાના ઢીંચણ ઉપર પગ ચડાવી અને પીળા વસ્ત્રથી પોતાના શરીરને ઢાંકી વૃક્ષતલે નિદ્રામગ્ન થઇ ગયા. એ જંગલમાં શિકારી જરત્કુમાર ફરતો હતો, એણે દૂરથી કૃષ્ણને મૃગ સમજી એની તરફ બાણ છોડયું. એ પ્રખર પ્રઘાતક થયું, અને તરત આયુષ્યરશ્મિનો અન્ત આવતાં એ મહાપુરુષનું પરલોકગમન થયું.

એઓ બાલ અવસ્થાથી પરોપકારસ્વભાવી હતા, અન્યાય અને અત્યાચાર સામે ઝૂઝવા હરઘડી તૈયાર રહેતા. એમની સહજ

દયાવૃત્તિ દુઃખાર્ત્તને દુઃખમાંથી છોડાવ્યા વગર જંપતી નહિ. એક સાદું ઉદાહરણ. એક વખતે એઓ બહાર નીકળેલા અને એમણે જોયું કે એક અશક્ત ઘરડો માણસ ઈંટના ઢગમાંથી ઈંટો ઉઠાવી–ઉઠાવી પોતાની જગ્યાએ મૂકતો હતો. આ જોતાં એમને અનુકમ્પા આવી અને એમણે પોતે પોતાના હાથમાં બે–ચાર ઈંટો ઉઠાવી મૂકવાની જગ્યાએ મૂકી દીધી, એટલે એમની સાથેના અનેક અનુચરો પણ ઝટપટ ઈંટો ઉઠાવી–ઉઠાવી મૂકવા લાગ્યા. આથી એ ગરીબ બૂઢાનું કામ સત્વર પતી ગયું અને એનો જીવ બહુ રાજી થયો.

અભિવન્દન હો એ કર્મવીર, ધર્મવીર, પરોપકારપ્રવણ, દયાસિન્ધુ, મહાજ્યોતિ, પુરુષોત્તમ નારાયણને ભૂરિ ભૂરિ !! અને અભિનન્દન હો એ મહાપુરુષે ઉપદિષ્ટ અને આચરિત પરોપકાર અને ભૂતદયાની સુપવિત્ર દીક્ષાને અંગીકૃત કરનાર સજ્જનોને !!

વિ. સં. ૧૯૯૮, ભાદ્રપદ.

---

સદાચરણના બારણેથી જ અધ્યાત્મના નન્દનવનમાં પ્રવેશ કરી શકાય છે. માણસની ધાર્મિકતા એનામાં પ્રામાણિકતા કેટલી છે, ભલાઈ અને મનુષ્યપ્રેમ કેટલાં છે એ ઉપરથી મપાય છે, મપાવી જોઈએ.

પ્રામાણિકપણે પેટ ભરવાની કળા માણસને જો આવડી જાય તો સમાજનાં ઘણાં દુઃખો ઓછાં થઇ જાય. પુણ્યભૂમિએ ચડવાનું એ સહુથી પહેલું પગથિયું છે.

ન્યા૦

## ( २ )

## ગીતાના પ્રારંભ પર એક સમીક્ષમાણ દૃષ્ટિ

—x—

ગીતા ( ભગવદ્‌ગીતા ) માં આધ્યાત્મિક, ધાર્મિક, નૈતિક વગેરે વિષયો વર્ણવાયા છે, કિન્તુ તેનો પ્રારંભ (તેનો ઉત્થાન-વિષય ) તો રાજપ્રકરણી અથવા રાજનીતિ (Politics) હોય એમ ભાસે છે.

સમરભૂમિ પર સમુદ્યત રિપુદલમાં પોતાના પ્રિય અને પૂજ્ય જનોને જોઇ અર્જુનના હૃદયમાં એકદમ વિષાદ ઉત્પન્ન થાય છે. તેના ચિત્તમાં ગ્લાનિ અને વ્યાકુલતા ઉભરાવા માંડે છે. તેનો લડવાનો ઉત્સાહ ઠંડો પડી જાય છે. ગીતાનો પ્રારંભ આ વિષય સાથે થાય છે; અને વિષણ્ણ બનેલ અર્જુનને લડવા માટે ફરી ટટાર કરવો એ તેનો એકમાત્ર મુદ્દો છે. પ્રથમ અધ્યાયમાં મધ્યમ પાંડવની વિષણ્ણતાનું ચિત્રણ છે, અને બીજો અધ્યાય તેની ખિન્નતાને દૂર કરી તેના ચિત્તમાં પ્રેરણા ભરે એવા શ્રીકૃષ્ણના પ્રબલ પ્રોત્સાહક વાણીપ્રવાહથી શરૂ થાય છે.

અર્જુનનાં માનસિક વિષાદ અને દૌર્બલ્યને ભગાડી યુદ્ધ-પ્રવણ પ્રોત્સાહથી તેના ચિત્તને ભરી દેવા માટે બીજો અધ્યાય શરૂ થતાં—

×कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ! ? ॥
*क्लैब्यं मा स्म गमः पार्थ ! नैतत् त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परन्तप ! ॥

એ શ્લોકોથી કર્મમૂર્તિ શ્રીકૃષ્ણની જોશીલી વાગ્ધારા વહેવી શરૂ થાય છે. એ મહાપુરુષનો આ ઉપદેશ એટલો બધો પ્રસંગોચિત, અગત્યનો, મહત્ત્વનો અને ન્યાય્ય છે કે એ મહાત્માની કુશલ પ્રજ્ઞા અને વિચક્ષણ દૃષ્ટિ માટે કોઈને પણ બહુમાન થયા વગર રહે નહિ.

સંગ્રામસ્થલ પર વિષણ્ણીભૂત અર્જુનને સતેજ કરવા પુરુષોત્તમ કૃષ્ણ આજે ઉપલબ્ધ "ગીતા" માં જે છે તે બધું બોલ્યા હતા, અથવા તે વખતના શ્રીકૃષ્ણના ઉપદેશની, આજની "ગીતા" હૂબહૂ નકલ છે એમ કોઈ રખે માને.. મહાભયાનક ભયંકરતાઓથી ભરપૂર એ યુદ્ધસ્થળે પોતાના પ્રિય અને પૂજ્ય સ્વજનો સાથે યુદ્ધ કરવા વિષે વ્યામૂઢ બનેલ અર્જુનની અત્યન્ત વિષણ્ણ અને વ્યાકુળ સ્થિતિ આગળ "ગીતા" માં જે સંન્યાસ, વૈરાગ્ય, ધ્યાન વગેરે વિષયો ઉપલબ્ધ છે તે બધાનાં પારાયણ માંડવાં એ બનવાજોગ છે ખરું ? યુદ્ધ ભભૂકવાની તૈયારી પર છે એવા અણીના-કટોકટીના નાજુક અને વિકરાલ વખતે અર્જુનના ઠરી ગયેલ કાળજાને

× કવખતે આ તને શું થયું અર્જુન ! અનાર્યોચિત, દુર્ગતિકારક તથા અયશકર એવું આ અંધારું તારામાં ક્યાંથી આવ્યું ?

* ક્લીબ ન થા અર્જુન ! આ તને ન છાજે. હૃદયનું ક્ષુદ્ર દૌર્બલ્ય ખંખેરી નાખી ટટાર થા !

યુદ્ધોપદેશ સિવાય અન્ય સંન્યાસ, વૈરાગ્ય આદિ વિષયોની જ્ઞાનકથા બંધ બેસે ખરી ?

પણ મારા આ લેખનો મુખ્ય વિષય તો બીજો છે. હું એમ સમજું છું કે વિષણ્ણીભૂત અર્જુનને સાચો રાહ દેખાડવા માટે તે બુદ્ધિમાનને એટલું જ સમજાવવું બસ હોય કે દગાખોર જુલ્મી શત્રુનું દમન કરવું એ ગૃહસ્થાશ્રમીનું કે નરપતિનું ધર્મ્ય કર્તવ્ય છે. એ ધર્મ્ય કર્તવ્યને ન બજાવવામાં જ અધર્મ છે. ક્ષણિક મોહને વિવશ બની પોતાની યોગ્ય જવાબદારી તરફ અનવધાન બનવું અને અનીતિ તથા જુલ્મને પ્રચારિત થવા દેવાં એ રાજધર્મને ભીષણમાં ભીષણ કલંકરૂપ છે અને પાપ છે. એટલું જ નહિ, કિન્તુ દુષ્ટ પાપિષ્ઠ આતતાયીની નૃશંસ પ્રવૃત્તિ તરફ ઉપેક્ષાવૃત્તિ દાખવવી અને સામર્થ્ય છતાં પ્રમત્ત બની એનો સામનો ન કરવો એ ધર્મની ઘોર અવગણના છે. ઉપસ્થિત યુદ્ધ એ અન્યાય તેમજ દુષ્ટતા સામેનું યુદ્ધ છે, માટે ધર્મ્ય છે. માટે જરા પણ સંકોચ વગર એમાં ઝૂકી પડવું શ્રેય છે.

બસ, આવી જ રીતનું પ્રબોધન અર્જુનને માટે કે બીજાને માટે પર્યાપ્ત ગણાય. જેવી રીતે કેઃ—

૧ स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते॥

---

૧ પોતાનો ધર્મ સમજીને પણ તારે કંપવું ન જોઈએ. યુદ્ધ ધર્મ્ય હોય તો તે કર્તવ્ય થઈ પડે છે, તેથી યુદ્ધથી શ્રેયસ્કર બીજું ક્ષત્રિયને માટે શ્રેય નથી.

२ अथ चेत् त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

३ अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
सम्भावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥

४ भयाद् रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥

५ अवाच्यवादांश्च बहून् वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ? ॥

(ગીતા, ૨ જો અધ્યાય)

આ બધા શ્લોકોમાં કૃષ્ણની સોનેરી શિખામણ બહુ જ યોગ્ય અને પ્રશસ્ત છે.

એ અધ્યાયમાં—

१ यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ॥
सुखिनः क्षत्रियाः पार्थ ! लभन्ते युद्धमीदृशम् ॥

---

૨ હવે તું જો આ ધર્મ્ય સંગ્રામ નહિ કરીશ તો સ્વધર્મ અને કીર્તિથી હાથ ધોઇ બેસીશ અને પાપ ઉપાર્જન કરીશ.

૩ લોકોમાં તારી અપકીર્તિ પ્રસરશે અને આબરૂદારને માટે અપકીર્તિ મરણ કરતાં વધારે ખરાબ છે.

૪ મહારથીઓ, જેમને તારે માટે બહુમાન છે, તને રણના ભયથી ભાગી છૂટેલો માનશે; તારી લઘુતા થશે.

૫ તારા દુશ્મનો તારા સામર્થ્યની નિન્દા કરશે અને તારું બહુ બુરું બોલશે. આથી વધારે દુઃખ બીજું કયું ?

૧ સ્વર્ગદ્વાર તારે માટે સહજ રીતે ખુલ્લું થયું છે. હે અર્જુન ! ભાગ્યવાન ક્ષત્રિયોને આવું યુદ્ધ પ્રાપ્ત થાય છે.

१ हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय ! युद्धाय कृतनिश्चयः ॥

આ બે શ્લોકો પ્રલોભનદ્વારા આકર્ષણકારક છે. આ બધા યે શ્લોકોમાં રાજનૈતિક દક્ષતાનો ઉજ્જવલ ઝળકાટ છે.

પરન્તુ જ્યારે ગીતામાં એ અધ્યાયમાં—

* अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद् युध्यस्व भारत ! ॥

+ य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥

‡ न हन्यते हन्यमाने शरीरे ।

આવા શ્લોકો દૃષ્ટિગોચર થાય છે અને તે પણ વિષણ્ણીભૂત અર્જુનને યુદ્ધ માટે પ્રોત્સાહિત કરવાના સ્થલમાં, ત્યારે સખેદ આશ્ચર્ય ઊપજ્યા વગર રહેતું નથી.

" तस्माद् युध्यस्व भारत !"—શરીર અનિત્ય છે, વિનાશી છે **માટે** લડ ! **માટે** માર ! **માટે** હણ ! શરીર વિનાશી છે **માટે** બીજાને ઠોકવો ! આ કેવી વાચોયુક્તિ ?

---

१ મરીશ તો સ્વર્ગ પામીશ અને જીતીશ તો પૃથ્વીનો ભોક્તા બનીશ. માટે હે અર્જુન ! યુદ્ધ માટે નિશ્ચયબદ્ધ થઈ ઊભો થા !

* આત્મા નિત્ય, અવિનાશી, અપરિચ્છેદ્ય છે. એનું નિવાસભૂત આ શરીર નાશવાન્ છે. માટે હે અર્જુન ! લડ !

+ જે આને ( આત્માને ) હણનાર માને છે અને જે આને હણાયેલ માને છે તે બન્ને જ્ઞાનવગરના છે. એ હણતો નથી અને હણાતો નથી.

‡ શરીર હણાતાં એ હણાતો નથી.

અને જે હણનારને હણનાર અને હણાયલાને હણાયલો સમજે છે તેની તે સમજ શું અજ્ઞાનરૂપ છે? શું કોઈ હણતું જ નથી? અને કોઇ હણાતું જ નથી? આ કેવી જાતનું કથન?

જો એમ જ હોય કે કોઈ હણતો જ નથી અને કોઈ હણાતો જ નથી, બીજાનું ખૂન કરવા છતાં કોઇ હણાતો જ નથી અને કોઇ હણતો જ નથી, તો દુનિયાના કસાઇઓ અને ઘાતકી ખૂનીઓ આ વાચોયુક્તિનો આધાર લઈ ક્રૂરાતિક્રૂર હત્યાઓ અને ખૂન કરવા છતાં બેધડક કહી દેશે કે માણસને મારી નાખ્યો એમાં તે શું? કોણ મારે છે? અને કોણ મરે છે? કોઇ મારતો નથી અને કોઇ મરતો નથી. જે, મારનારને મારનાર સમજે છે અને મરનારને મરનાર સમજે છે તે અજ્ઞાની બેવકૂફ છે.

કોઇ હણતો નથી અને કોઈ હણાતો નથી એ જાતના પ્રવાદથી હિંસા જેવી કોઇ ચીજ નહિ રહે. હિંસા કરવા છતાં હિંસક હિંસક નહિ બને, હિંસાના પાપને સ્થાન નહિ રહે. 'શરીર નાશવન્ત છે અને આત્મા અમર છે, કોઇ હણતો નથી ને કોઇ હણાતો નથી માટે લડ! માટે માર!' આવા ઉદ્‍ગારો બીજાને મારવા-પીટવામાં પ્રેરક ન બની જાય? આવા પ્રવાદને-આવી ફિલસૂફીને વજન અપાય અથવા એનો આશ્રય લેવાય તો દુનિયામાં એનું ગજબનાક પરિણામ ન આવે?

"अन्तवन्त इमे देहाः" એ જે શ્લોક ઉપર મૂકયો છે તેમાં શરીરની સ્થિતિ અને આત્માનું સ્વરૂપ બરાબર બતાવ્યાં છે, પણ તેમાં "तस्माद् युध्यस्व भारत!" એવો જે

હેતુ-હેતુમદ્‌ભાવ અથવા કારણકાર્યભાવનો ઉલ્લેખ કર્યો છે એ જ અનર્થોદ્‌બોધક નીવડતો લાગે છે. नैनं छिन्दन्ति शस्त्राणि, अच्छेद्योऽयमभेद्योऽयं, न जायते न म्रियते એ બધા શ્લોકો સરસ, મધુર અને સત્યાર્થપ્રતિપાદક જરૂર છે, પણ તે ગીતામાં હાલ જે વિષયના અનુસન્ધાનમાં છે ત્યાં ન શોભે. તેઓ શોભે આત્મતત્ત્વના તત્ત્વજ્ઞાનપ્રકરણમાં. આત્મા શું છે? કેવો છે? એમ આત્મસ્વરૂપનું તત્ત્વજ્ઞાન જ્યાં બતાવવું હોય ત્યાં તે શ્લોકો શોભે. ત્યાં શરીરને અન્તવાન, વિશરારુ બતાવી આત્માને અચ્છેદ્ય, અભેદ્ય, અદાહ્ય, નિત્ય, સનાતન તત્ત્વ બતાવતા એ શ્લોકો સ્થાનસ્થ ગણાય. અધર્મી, આતતાયી, જુલમખોરોને સીધા કરવા માટે વીર મહાનુભાવોને ઉત્તેજિત કરવા સારુ એ શ્લોકોનો જરાય ઉપયોગ નથી. ત્યાં જો શરીર નાશવાન્ છે અને આત્મા અવિનાશી છે, કોઇ હણતો નથી ને કોઇ હણાતો નથી-એવી વાત કરનારા એ શ્લોકોનો ઉપયોગ કરવામાં આવે તો અહિંસા-હિંસાની ધર્મ-અધર્મભૂમિને ઉખેડી નાખી સામાન્ય જીવનક્ષેત્રમાં પણ 'ધીખતી ધરા' જેવું કરી મેલવાનો ભાવ ભડકાવી મૂકે.

આત્મા અમર છે, નિત્ય છે અને શરીર વિનાશી છે એ સર્વઆર્યસમ્મત તત્ત્વજ્ઞાન જેટલું ધ્યાન આપવા યોગ્ય છે, તેટલું જ, તેઓએ (આર્યશાસ્ત્રોએ) કરેલું હિંસા-અહિંસાની બાબતનું નિરૂપણ પણ ધ્યાન આપવા યોગ્ય છે. જીવત્ શરીરને તાડન-તર્જન કરવાથી, પ્રહાર કરવાથી, વધ કરવાથી આત્માને જે દુઃખ થાય છે, જે સન્તાપ થાય છે અર્થાત્ જે દુઃખ યા સન્તાપ ઉપજાવાય છે તે હિંસા છે. આત્મા અમર છે, અવિનાશી છે, છતાં એને સુખદુઃખ તો થાય જ છે. અતઃ

અન્યને પીડન કરવું, સન્તાપમાં નાખવો અને આગળ વધી દેહવિયોગના દુઃખમાં પટકવો એ હિંસા છે અને એ પાપ છે. આમ હિંસા કરનાર, **આત્માની નિત્યતાનું બહાનું કાઢી હિંસાના પાપથી બચી શકતો નથી.** યુદ્ધમાં હિંસા અવશ્ય સમાયેલી છે, પણ જો તે લોકકલ્યાણના શુદ્ધ ઉદ્દેશે કરવાની ફરજ આવી પડે તો ગૃહસ્થાશ્રમ કે રાજધર્મની નીતિએ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય છે, અને એ ધર્મ બજાવવો એ ધર્મ છે, ન બજાવવો એ પાપ છે.

શ્રીકૃષ્ણ કૂટનીતિવિશારદ ગમે તેવા હોય, છતાં અન્યાયી રિપુદલને પીટી નાખવા અર્થે શરીર વિનાશી છે અને આત્મા નિત્ય છે–અમર છે, કોઇ હણતો નથી ને કોઇ હણાતો નથી એવી ઉપર બતાવેલી ફિલસુફી સમજાવે, એવી ફિલસુફીનો આધાર લેવડાવે એવા અદૂરદર્શી ન જ હોય. અર્જુનને સરલાશય અને સરલ બુદ્ધિનો જાણી એને સમજાવવા સારુ એક કૂટયુક્તિ તરીકે એવી ફિલસુફીનો એમણે આશ્રય લીધો હોય એવો પણ તર્ક કરનારા નીકળી આવે. પણ કદાચ મૌખિક વાર્તાલાપમાં એવું ચલાવી લીધું હોય, કિન્તુ ગ્રન્થ પર ચડાવવામાં વિવેક ન રાખવો જોઇએ ? યાદ રાખવું જોઇએ કે 'ગીતા' એ વ્યાસ મહારાજની રચના છે. યુદ્ધસ્થલમાં યુદ્ધારંભપૂર્વ અર્જુનને શ્રીકૃષ્ણે જે યુદ્ધોપદેશ કરેલ તે વ્યાસજીએ ગીતામાં પોતાની ઢબે રજૂ કર્યો. એટલે સુજ્ઞને સમજવું સુગમ છે કે ગ્રન્થની યોજના અને વચ્ચેવચ્ચેના બીજા ઉપદેશો એ ગ્રન્થરચયિતાની (વ્યાસજીની) રચના છે.

વિ. સં. ૧૯૯૮, ભાદ્રપદ

( ૩ )

## પ્રકાશની હડફેટમાં અન્ધકાર

—— × ——

[ કર્માવરણથી આવૃત જીવનું ભવભ્રમણ અનાદિકાલથી છે એટલે અત્યાર સુધીમાં એણે કેટલા ભવો ( જન્મો ) કર્યા એની સંખ્યા હોઇ શકે નહિ. જ્યાં પહેલો ભવ જ ન હોય, જન્મધારણની શરૂઆત જ ન હોય ત્યાં અનાદિ ભવપરંપરાના પ્રવાહમાં દેહધારણના પ્રથમ ઉપક્રમ જેવું હોઇ શકે નહિ. કોઇ સકર્મક જીવ દેહધારણ વગર કદિ રહેતો જ નથી. અર્હન્, જિન, તીર્થંકરના પૂર્વભવોનું વર્ણન ક્યા ભવથી શરૂ કરવું એ વિચાર ઉપસ્થિત થતાં, જે ભવમાં એ આત્માનો દૃષ્ટિવિકાસ ( જીવનદૃષ્ટિરૂપ વિકાસ ) પહેલવહેલો શરૂ થયો હોય તે ભવથી શરૂ કરવું યોગ્ય મનાવાથી બધા અર્હન્તોના પૂર્વભવોનાં વર્ણન તે ભવથી શરૂ કરવામાં આવ્યાં છે. આ ધોરણ ઉપર અર્હન્ પાર્શ્વદેવ, જેઓ ઈ. સન પૂર્વે નવમા સૈકામાં થયા છે, તેમના પૂર્વભવો છેલ્લા દશ વર્ણવવામાં આવ્યા છે. તેમાં પહેલા પૂર્વભવમાં પાર્શ્વદેવનો આત્મા રાજ-પુરોહિતનો 'મરુભૂતિ' નામા પુત્ર હતો. સત્સંગના સુયોગે એ મહાભાગને ધર્મદૃષ્ટિ પ્રાપ્ત થાય છે, અને એ સજ્જનની કલ્યાણસાધનભાવના ભોગવૈરાગ્ય સુધી પહોંચે છે. કુશલસાધનના માર્ગમાં કેવા કેવા પ્રત્યૂહો અણધાર્યા આવી પડે છે એનું નિદર્શન મરુભૂતિના જીવનમાં પણ જોવાય છે. એનો મોટો સહોદર 'કમઠ' એની પત્ની સાથે અનાચારમાં પડે છે એ જોઇ એ કુપિત થાય છે, અને રાજાની આગળ એ અનાચારને જાહેર કરે છે. રાજા કમઠને શહેરમાંથી નિર્વાસિત

જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં 'પોતનપુર' નગર. 'અરવિન્દ' રાજા. એ રાજાના પુરોહિત 'વિશ્વભૂતિ.' એ પુરોહિતને બે પુત્રો 'કમઠ' અને 'મરુભૂતિ.' કમઠની પત્ની 'વરુણા' અને મરુભૂતિની 'વસુન્ધરા.' વિશ્વભૂતિના અવસાન પછી ગૃહકાર્યધુરન્ધર કમઠ થયો. મરુભૂતિનું જીવન વૈરાગ્યવાસિત અને ધર્માચરણપરાયણ છે, અને કમઠ સ્વચ્છન્દી તેમ જ અનાચરણી છે. પતિનો સંપર્ક ન મળવાને લીધે ખિન્ન અને વિષણ્ણ રહેતી મરુભૂતિની નવયૌવના અને રૂપવતી પત્ની ઉપર કમઠ મોહિત થાય છે. પરિણામે એ બન્ને અનાચારમાં પડે છે. કમઠની પત્ની વરુણાને આ વાતની ખબર પડે છે, અને મરુભૂતિને જણાવે છે. મરુભૂતિને એ વાતની-એ અનાચરણની જ્યારે ખાતરી થાય છે ત્યારે એ રાજા અરવિન્દની આગળ એ વાત જાહેર કરે છે. રાજા કમઠને તિરસ્કારપૂર્ણ રીતે શહેરમાંથી દૂર કરે છે. જંગલમાં 'શિવ' નામા તાપસનો આશ્રય લઈ કમઠ તાપસી બને છે. કમઠનું-પોતાના મોટા સહોદરનું ધિક્કારપૂર્ણ નિર્વાસન થવા ઉપર મરુભૂતિને ઘણો અનુતાપ થાય છે, અને એની પાસે માફી માગવા જાય છે. જંગલમાં જ્યાં કમઠ છે ત્યાં જઈ એના પગમાં પડે છે, તે વખતે કમઠનો ક્રોધાગ્નિ ભભૂકે છે. એ એના ઉપર શિલાપ્રહાર કરે છે અને મરુભૂતિનું મૃત્યુ થાય છે. આર્તધ્યાનયુક્ત મૃત્યુ પામીને મરુભૂતિ વિન્ધ્ય પર્વત ઉપર હાથી થાય છે. કમઠની પત્ની વરુણા કાલધર્મ પામીને એ ગજરાજની વલ્લભા ( હાથણી ) થાય છે. રાજા અરવિન્દને આકાશમાં પથરાયેલા નવોદય મેઘને ક્ષણવારમાં છિન્નભિન્ન થતો જોઇ સંસારના અસાર અને નશ્વર પ્રપંચ ઉપરથી વૈરાગ્યભાવ પ્રાપ્ત થાય છે, અને

આત્મભાવનાના ઉજ્જવલ બલે 'અવધિ'જ્ઞાન પ્રકટ થાય છે, પછી એ ચારિત્રને અંગીકાર કરે છે. વિહરતા-વિહરતા એ મુનિ સાગરદત્ત નામના સાર્થવાહના સાર્થ સાથે એક અટવીમાં આવે છે, જ્યાં એક સરોવરના કિનારે એ સાર્થવાહ પડાવ નાંખે છે અને સાર્થલોકો રસોઈપાણીના કામમાં લાગી જાય છે. મરુભૂતિનો જીવ હાથી એ અટવીમાં વિહરતો હાથણીઓ સાથે એ તળાવે પાણી પીવા આવે છે. પાણી પી તળાવની પાળ ઉપર ચડે છે અને વનવિસ્તારનું અવલોકન કરતાં પેલો સાર્થજનસમૂહ એના જોવામાં આવે છે. માણસોને જોતાં જ એને ક્રોધ ચડે છે, અને એમની તરફ ગર્જતો દોટ મૂકે છે. હાથીના ભયથી માણસો ભાગાભાગ કરવા લાગે છે, તે વખતે મુનિ અરવિન્દ ધ્યાનસ્થ બને છે. હાથી એ મહાત્માની પાસે આવતાં શાન્ત બને છે. પછી મુનિ એ પશુના કલ્યાણ માટે એને બોધ આપતાં કહે છેઃ

'હું રાજા અરવિન્દ ! મારી ઓળખ પડે છે ? જો ! તું ગયા ભવમાં મરુભૂતિ હતો. તે જન્મને યાદ કર. તે જન્મમાં તારી ધર્મભાવના કેવી હતી ? યાદ કર અને પશુજાતિસુલભ મોહ, અજ્ઞાન અને અનાચરણને મૂકી દે. કલ્યાણસાધનાના માર્ગને યાદ કર. એ માર્ગ ઉપર પાછો આવી જા. જીવનને સુધાર અને કલ્યાણ સાધવાની દિશામાં તારા બળને ફેરવ.'

મુનિના તપઃપ્રભાવિત ઉપદેશના બળે હાથીના અન્તઃકરણમાં શુભ્ર સંવેદન ઉદ્ભવે છે, એને કલ્યાણાભિમુખી શાન્તિ પ્રાપ્ત થાય છે; સ્વસ્થીભૂત એ આત્માને 'જાતિસ્મરણ' પ્રકટે છે. મુનિ ફેરી એને ધર્મોપદેશ કરે છે. ઉપશાન્ત ગજરાજ એ ઉપદેશને

પોતાની શુંઢની સંજ્ઞાથી સત્કારે છે, સ્વીકારે છે. ગજરાજની સાથેસાથે વરુણાનો જીવ હાથણી પણ મુનિના ઉપદેશથી પ્રભાવિત થઇ 'જાતિસ્મરણ' પામે છે. પછી બધા પોતપોતાને રસ્તે પડે છે.

એક દિવસ ભાવિતાત્મા ધર્માચરણશીલ એ હાથી તળાવમાં પાણી પી રહ્યો છે, એટલામાં કોઈ સર્પ ( કુર્કુટ-સર્પ ) એને એના કુંભસ્થલે કરડે છે, અને એનું મૃત્યુ થાય છે, સમાહિત ચિત્તે મૃત્યુ પામી હાથી આઠમા ('સહસ્રાર') દેવલોકમાં દેવ થાય છે. વરુણા-હાથણી પણ શુભ મૃત્યુથી મરી બીજા ('ઈશાન') દેવલોકમાં દેવી થાય છે. એ દેવીને એ દેવ પોતાની પાસે બોલાવી લે છે. पूर्वजन्माभिसम्बद्धस्नेहो हि बलवत्तरः.

કમઠ તાપસે તાપસી દીક્ષા લઈ એનો લાભ ન લેતાં પોતાનું જીવન અશુભ વૃત્તિમાં પૂરું કર્યું અને એના પરિણામે મરીને એ સાપ થયો. એ જ સાપ પોતાના પૂર્વભવના વૈરાનુબન્ધે પોતાના પૂર્વભવના સહોદરના જીવ હાથીને ( ઉપર કહ્યું તેમ ) કરડેલો. સાપ મરીને પોતાની દુષ્ટતાના પ્રભાવે પાંચમી નરકભૂમિમાં નારક થયો. એકનાં પુણ્યાચરણ એને ઊંચે ચઢાવે છે અને બીજાનાં પાપાચરણ એને અધોગતિમાં પટકે છે. અથડામણમાં આવી પડેલ એ વ્યક્તિઓમાં જે સાધુચરિત રહે છે તે પોતાને-પોતાના આત્માને ઉચ્ચગામી બનાવે છે, જ્યારે અન્ય દૌરાત્મ્યને સેવી પોતાની દુર્ગતિ કરે છે. મરુભૂતિનો જીવ એક જીવ છે અને કમઠનો જીવ એક જીવ છે, છે તો બન્ને આત્મતત્ત્વ, પણ એક છે શુક્લપરિણામી અને

બીજું કલુષભાવી. આ બન્ને હડહેટમાં આવે છે, પણ એક આત્મા પોતાની શુક્લવૃત્તિના યોગે વિકાસગામી બને છે, જ્યારે બીજો પોતાની કલુષવૃત્તિના યોગે પોતાનો અધઃપાત સર્જે છે. આ આખી કથામાં આ જ પ્રકારનું ચિત્રણ ઠેઠ લગી દેખાતું આવે છે.

મરુભૂતિ ( હાથી ) નો સ્વર્ગવિહારી આત્મા દેવગતિનું જીવન પૂર્ણ કરીને 'મહાવિદેહ' નામા માનવક્ષેત્રમાં 'વિદ્યુદ્ગતિ'-નામા વિદ્યાધરનો 'કિરણવેગ' નામા પુત્ર થાય છે. કિરણવેગ રાજ્યપદ ભોગવી પોતાના પુત્ર 'કિરણતેજ' ને રાજ્યાસન પર સ્થાપન કરી આત્મકલ્યાણની સાધનાના અભિલાષે ચારિત્રનો સ્વીકાર કરે છે. મહાન્ સંન્યાસી કિરણવેગ વિહરતે વિહરતે 'હેમશૈલ' ના પ્રદેશમાં આવે છે અને ત્યાં ધ્યાનમાં સ્થિર થાય છે. પાચમી નરકભૂમિનો કમઠ-જીવ ત્યાંથી નીકળી એ ( હેમશૈલના ) પ્રદેશમાં સર્પ થાય છે. એ સર્પ જન્માન્તરીય વૈરના અનુબન્ધે આ ધ્યાનસ્થ યોગીને જોઈ ક્રુદ્ધ થાય છે, પોતાની ફણાથી એ મહર્ષિના શરીરને વીંટાળી લે છે અને એના અનેક ભાગોમાં કરડે છે. ભયંકર ભુજંગનું ભયાનક વિષ મુનિના સમગ્ર શરીરમાં પ્રસરી જાય છે. મ્રિયમાણ મુનિ સર્પ પર રુષ્ટ ન થતાં જાણે એના વિષે તુષ્ટ થતા હોય તેમ ચિંતવે છે: 'આ સર્પ મારા સમભાવની કસોટી બન્યો છે. મારા આત્મલાભના સંવર્ધનમાં આણે ભારે મદદ કરી છે. એના પ્રતિકૂલ સહયોગને લીધે મારી સમતા વધુ સતેજ, વધુ પુષ્ટ બનવા પામી છે, અને એને લીધે મારાં અનલ્પકાલ-સાધ્ય કર્મક્ષપણ અને કલ્યાણલાભ આટલા અલ્પકાલમાં સધાય

છે. મારો આ સધાતો શ્રેષ્ઠ લાભ એને આભારી છે. એ મારો અપકારી નથી, પણ સારો ઉપકારી છે.'

આવી ઉજ્જવલ ભાવના સાથે કષ્ટ સહન કરતાં કાલધર્મ પામી મુનિ બારમા દેવલોકમાં દેવ થાય છે. મુનિને કરડનાર એ સર્પ પાંચમી નરકભૂમિમાં ઉત્પન્ન થાય છે. બારમા દેવલોકનો સ્વર્ગવૈભવ ભોગવીને મરુભૂતિ-જીવ ('કિરણવેગ' મુનિનો આત્મા) 'મહાવિદેહ' ક્ષેત્રમાં 'વજ્રવીર્ય' નરપતિનો 'વજ્રનાભ'-નામા પુત્ર થાય છે. વજ્રનાભ રાજ્યલક્ષ્મી ભોગવી પોતાના પુત્ર 'ચક્રાયુધ' ને રાજ્યાસન પર સ્થાપિત કરી ચારિત્રને ગ્રહણ કરે છે. ચારિત્રશાલી મહાત્મા વજ્રનાભ વિહરતા વિહરતા એક મોટી અટવીમાં આવે છે અને 'જ્વલનાદ્રિ' પર્વત ઉપર ધ્યાનમાં સ્થિર થાય છે. કમઠ-જીવ ('કિરણવેગ' મુનિને કરડનાર સર્પનો જીવ) પાંચમી નરકભૂમિમાંથી નીકળી આ અટવીમાં આ (જ્વલનાદ્રિ) પર્વત ઉપર 'કુરંગક' નામા ભિલ્લ થાય છે. મુનિ વજ્રનાભ એ પર્વત ઉપર રાત્રિવાસ રહી પ્રભાતકાલે ત્યાંથી રવાના થાય છે તે વખતે એ ભિલ્લ એમને સામો મળે છે. મુનિને જોઈ પૂર્વજન્મના વૈરાનુબન્ધથી ભિલ્લને ક્રોધ ચઢે છે અને સુતીક્ષ્ણ બાણપ્રહારથી મુનિને ખતમ કરી નાંખે છે. શુક્લ ભાવનાના તેજસ્વી આલોક સાથે શરીરને છોડતા મુનિ 'ગ્રૈવેયક' નામા મહાન્ દેવલોકમાં ઉત્પન્ન થાય છે. મુનિઘાતી ભિલ્લ મરી સાતમી નરકભૂમિમાં 'રૌરવ' નામા સ્થાને ઉત્પન્ન થાય છે. વજ્રનાભ મુનિનો જીવ દેવલોકમાંથી નીકળી 'મહાવિદેહ' ક્ષેત્રમાં મહારાજા 'વજ્રબાહુ' નો 'સુવર્ણબાહુ'-નામા પુત્ર થાય છે. સુવર્ણબાહુ ચક્રવર્તી થઈ સુવિશાલ ભૂપીઠનો

શાસ્તા બને છે. એકદા એ સમ્રાટ્‌ને પારમર્ષ પ્રવચન સાંભળવાનો સુયોગ મળે છે, જેના પરિણામે એ મહાનુભાવને ગંભીર વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, અને પોતાના પુત્રને રાજ્યાસન પર બેસાડી એ ચારિત્રને ગ્રહણ કરે છે. મહર્ષિ સુવર્ણબાહુ કોઈ મહાટવીમાં આવી ધ્યાનયોગમાં સ્થિર થાય છે, તે વખતે એક સિંહ, જે ઉપર્યુક્ત મુનિઘાતક ભિલ્લનો જીવ છે, એ મહર્ષિ ઉપર ઝપટે છે. સિંહના દારુણ આક્રમણથી મુનિનું મૃત્યુ થાય છે. સુવર્ણબાહુનો સમાધિસ્થ આત્મા દશમા દેવલોકમાં દેવ થાય છે. મુનિવિદારક સિંહનો જીવ મરી ચોથી નરકભૂમિમાં નારક થાય છે.

સુવર્ણબાહુનો આત્મા દેવલોકમાંથી નીકળી કાશી-નરેશ 'અશ્વસેન' અને એમનાં ધર્મપત્ની 'વામા' દેવી એ મહાભાગ દંપતિનો અર્હન્‌-તીર્થંકરના અવતારરૂપે 'પાર્શ્વ' નામા પુત્ર થાય છે. રાજકુમારી શ્રીમતી 'પ્રભાવતી' સાથે પાર્શ્વનાં લગ્ન થાય છે.

કમઠનો જીવ ( સિંહનો જીવ ) ચોથી નરકભૂમિમાંથી નીકળી 'કઠ' નામા બ્રાહ્મણપુત્ર થાય છે. દરિદ્ર કઠ તાપસ બને છે, અને કાશીમાં આવે છે. લોકો એનાં પૂજન કરવા જાય છે. 'પાર્શ્વ' પણ તે સ્થળે પહોંચે છે અને પંચાગ્નિ તપ કરતા કઠને જુએ છે. આ ( કઠ અને પાર્શ્વ ) બન્ને એક વખતના ( કમઠ અને મરુભૂતિ નામના ) સગા ભાઈઓ છે. કમઠનું તપઃકષ્ટ-પંચાગ્નિઆદિસાધનરૂપ તપશ્ચરણ લોકોને આકર્ષક બની રહ્યું છે. એ તપથી એ તાપસનાં માન-સમ્માન અને પૂજન વધી રહ્યાં છે. તે વખતે કુંડમાં બળતાં કાષ્ઠો પૈકી એકની અન્દર સર્પ બળી રહ્યો છે એવું પાર્શ્વના જાણવામાં આવે છે. પાર્શ્વ એ લોકમાન્ય તપસ્વીને કહે છે:

'તપની સાથે દયાનો સુયોગ ન હોય તો એ અજ્ઞાન ચેષ્ટા છે. ધર્મના પ્રાણ દયા છે. એ વગર ગમે તેટલું કષ્ટાનુષ્ઠાન વૃથા છે, વૃથા જ નહિ, અધર્મરૂપ છે, પાપબન્ધક છે.'

આ શિખામણ કઠને હિતકારક અથવા સન્તોષપ્રદ થવાને બદલે ક્રોધોત્પાદક બની. પોતાના તપસ્વી પદનો એને અહંકાર આવ્યો. એને લાગ્યું કે 'આ રાજકુમાર તપબપમાં કંઈ જાણે નહિ, છતાં એક તાપસશિરોમણિ આગળ આ પ્રમાણે તપની બાબતમાં અનધિકારચેષ્ટા કરે છે!' અહંકાર અને ઈર્ષ્યાથી એનું મન ગરમ થવા માંડયું. એણે કહ્યું:

'રાજકુમારો તો અશ્વક્રીડા કરી જાણે. તપની બાબતમાં કે ધર્મના વિષયમાં એમને ગમ ન પડે. એ તો અમારો તપસ્વીઓનો વિષય છે. એમાં બીજાએ માથું મારવાનું ન હોય.'

પાર્શ્વ તુરત પોતાના માણસ પાસે કુંડમાંથી, જેમાં સાપ બળી રહ્યો છે તે કાષ્ઠને કઢાવે છે અને ફડાવે છે, ત્યારે એમાંથી બળતો સાપ નીકળે છે. દયાલુ પાર્શ્વકુમારની વિશ્વવત્સલ અમૃતદૃષ્ટિના યોગે સાપ ભગવત્સ્મરણ કરવા ભાગ્યશાલી થાય છે, અને તત્ક્ષણાત્ મરીને નાગદેવલોકનો 'ધરણ' નામા અધિપતિ થાય છે. બળતા કાષ્ઠમાંથી મ્રિયમાણ સર્પ નીકળતાં અને પાર્શ્વના સત્યવાદનો મહિમા પ્રસરતાં કઠ તાપસનું મુખ ફીકું પડી જાય છે. અભિમાનનો આવેશ એનામાં ખૂબ રોષ, ઈર્ષ્યા જન્માવે છે. પાર્શ્વના એક વખતના (પૂર્વનિર્દિષ્ટ પ્રથમ ભવના) સગા અને તે જ ભવમાં સગાઈની જગાએ કટ્ટર શત્રુતાને વરેલા, અને પછી તે તે ભવમાં પૂર્વ વૈરાનુબન્ધને પોષતા આવેલા એવા 'કઠ' તાપસનો પૂર્વભવોથી વહેતો

આવતો વૈરસંસ્કાર પાર્શ્વકુમારે અગ્નિકુંડમાંથી કાષ્ઠ કઢાવી, ફડાવી એમાંથી બળતા સાપને કઢાવવાથી પુનઃ ઉત્તેજિત થાય છે. પાર્શ્વ તરફ વૈરવૃત્તિને ધરતો કઠ મરીને 'મેઘમાલી' દેવ થાય છે.

પાર્શ્વ ત્રીશ વર્ષની ઉમ્મરે ચારિત્રદીક્ષા ગ્રહણ કરે છે. આત્મધ્યાનમાં નિમગ્ન યોગમૂર્તિસમા પાર્શ્વને જોઈ એ મેઘમાલી દેવને પૂર્વાનુબદ્ધ વૈર ઊપડી આવે છે. એ પાર્શ્વને અનેકાનેક ભીષણ ઉપદ્રવો કરે છે. છેલ્લે, જલવૃષ્ટિ એટલી કરે છે કે ધ્યાનમાં ઊભા રહેલા પાર્શ્વની નાસિકા સુધી પાણીનું પૂર આવી જાય છે. તે જ ક્ષણે 'ધરણેન્દ્ર' (કઠ તાપસના કાષ્ઠમાં બળતો જે સર્પ પાર્શ્વની અમૃતદૃષ્ટિથી ભગવત્સ્મરણ પ્રાપ્ત કરી નાગેન્દ્ર થયેલો તે) પાર્શ્વની પાર્શ્વે ઉપસ્થિત થાય છે અને ઊભેલા પાર્શ્વને દીર્ઘ નાલવાળા ઉન્નત કમલ ઉપર લઈ લે છે, તેમ જ પાર્શ્વના પૃષ્ઠ ભાગને, બે પડખાંને તથા ઉરઃસ્થલને પોતાની ફણાથી આવરી લે છે, અને એ સન્તના મસ્તક પર સાત ફણાનું છત્ર લગાવે છે. વૃષ્ટિના જળ જેટલા ઊંચા નાલવાળા કમલ પર વિરાજમાન સમાધિનિષ્ઠ પાર્શ્વદેવ રાજહંસસમા શોભે છે. પછી ધરણેન્દ્ર પાર્શ્વને ઉપદ્રવ કરનાર મેઘમાલીને ફિટકારે છે. ધરણેન્દ્રના મહાન્ વૈભવથી પૂજાતા પાર્શ્વને જોઈ મેઘમાલી ઠંડો પડી જાય છે, એને પોતાની અલ્પતા માલૂમ પડે છે, ધરણેન્દ્રથી ભયાકુલ બને છે અને પાર્શ્વદેવની મહત્તા એના સમજવામાં આવે છે. તુરત શાન્ત અને નમ્ર બની એ પાર્શ્વની પાસે આવે છે, એ મહર્ષિની ક્ષમા માગે છે, એને નમસ્કાર કરે છે અને એ પુરુષોત્તમની કૃપા યાચી પોતાને રસ્તે પડે છે.

કમઠ અને મરુભૂતિના ભવમાં ઉત્પન્ન થયેલ અને ભવે ભવે સિંચાયેલ વૈરાનુબન્ધના વિષવૃક્ષનો અહીં અન્ત આવે છે.

મરુભૂતિએ રાજા અરવિન્દની આગળ પોતાની પત્ની સાથેના કમઠના અનાચારની વાત કરી એ વસ્તુને આ વૈરાનુબન્ધના વિષવૃક્ષની ઉત્પત્તિમાં આદ્ય નિમિત્ત કહી શકાય. પણ પછી રાજાએ એ કૃત્યને અંગે કમઠને તિરસ્કારપૂર્ણ નિર્વાસિત કર્યો એથી મરુભૂતિનું હૃદય દિલગીર થયેલું. પોતાના સહોદરની રાજા તરફથી થયેલી દુર્દશાએ મરુભૂતિના દિલને શોકસન્તપ્ત કરી મૂક્યું હતું. એને એમ લાગ્યું કે એણે મોટી ભૂલ કરી કે એણે રાજાની આગળ એ વાત જાહેર કરી દીધી. એ ભૂલને એણે કમઠે કરેલા કૃત્ય કરતાં પણ વધારે મોટી ભૂલ માની. એને માટેનો અનુતાપ એના દિલમાં એટલો સળગવા લાગ્યો કે એને હળવો પાડવા માટે કમઠની રૂબરૂ જઈ વિનમ્રપણે માફી માંગવી એ એને પરમ કર્તવ્યરૂપ લાગ્યું. અને તરસ્યો જેમ તળાવ તરફ જાય, તેમ એ કમઠને મળવા ઊપડ્યો. પણ ત્યાં તો તાપસ બનેલ કમઠ અન્તઃકરણમાં તાપસ નહોતો, અન્તઃકરણ તો એનું અશાન્ત અને રૌદ્ર હતું, એટલે મરુભૂતિને જોતાંવેંત એનું મન ઊકળ્યું. એક બાજુ હતી મરુભૂતિની નમ્રતા અને ક્ષમાયાચના અને બીજી બાજુ કમઠની ઉદ્ધતતા અને ક્રુદ્ધતા. પોતાના કૃત્યને દુષ્કૃત્ય સમજી એ પાપને ધોવાની વૃત્તિમાં ગરકાવ બનેલ મરુભૂતિની નમ્રતા, શાન્તતા, ભાવુકતા કમઠને પોતાની ઉદ્દામ ક્રોધજ્વાલાનો મરુભૂતિ ઉપર ઉપયોગ કરવામાં ઉપયોગી થઈ પડી. એટલે મરુભૂતિ કમઠના પ્રાણહારક પ્રસ્તરપ્રહારનો ભોગ બન્યો.

મરણનો અન્તિમ ક્ષણ બહુ જ જોખમભરેલો હોય છે, તે વખતે ક્લેશવેદના બહુ ગંભીર હોય છે, અતઃ એ સમયે શરીરને છોડવાના વખતે ચિત્તની શુભ વૃત્તિ જો જળવાઈ રહે તો જીવ× સદ્દગતિને પ્રાપ્ત કરે; પણ શુભ વૃત્તિ રહેવા જેટલું સૌભાગ્ય તે વખતે સુલભ નથી. એ જ કારણ છે કે જીવનના અન્તિમ ક્ષણે તીવ્રવેદનાર્ત મરુભૂતિનો આત્મા પોતાની ચિત્તસમાધિ જાળવી ન શકવાથી અને આર્તધ્યાનમાં આવી જવાથી મૃત્યુસમયના ચિત્તપરિણામને અનુસાર પશુ (હાથી) ની ગતિમાં અવતરે છે. કમઠના પ્રહારથી મૃત્યુને ભેટતાં મરુભૂતિથી શુભ ધ્યાન ન જાળવી શકાયું, જ્યારે એ જ આત્મા પશુ (હાથી)ના જીવનમાં પણ સર્પથી કરડાઈ મરવા વખતે સુન્દર શુભ ધ્યાનને જાળવી શકે છે. અધ્યવસાયનું વૈચિત્ર્ય અદ્દભુત છે, અગમ છે, અકળ છે.

હવે મહર્ષિ પાર્શ્વ અધ્યાત્મયોગની અન્તિમ ભૂમિકા પર પહોંચીને કેવલજ્ઞાની બને છે, અને ત્યારે યથાર્થ અર્હન્ તથા તીર્થંકર બને છે. પછી એઓ જનતાની આગળ પવિત્ર જ્ઞાનનો પ્રસાર કરે છે અને કલ્યાણસાધન તથા તેના સદ્દભૂત માર્ગ ઉપર પ્રકાશ નાંખે છે. ઉજ્જવલ જ્ઞાન, ઉજ્જવલ ચારિત્ર અને ઉજ્જવલ ઉપદેશ વડે લોકપ્રદીપસમા શ્રી પાર્શ્વદેવ પોતાનું સો વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી પરમ કૈવલ્યધામને પ્રાપ્ત કરે છે. એ પ્રભુના નિર્વાણ પછી મહાવીરદેવનું નિર્વાણ અઢીસો વર્ષે થયું. મહાવીરનિર્વાણ-સંવત્ અને વિક્રમ-સંવત્ વચ્ચે ૪૭૦ વર્ષનું અન્તર છે.

× "अन्ते च भरतश्रेष्ठ ! या मतिः सा गतिर्नृणाम् ।" અર્થાત્ અન્તમાં જેવી મતિ તેવી ગતિ.

આ આખ્યાનમાં જણાવેલા દશ ભવોઃ—

પ્રથમ ભવમાં–મરુભૂતિ અને કમઠ (સગા ભાઈઓ).

બીજા ભવમાં–હાથી અને સર્પ.

ત્રીજા ભવમાં–દેવલોક અને નરકભૂમિ.

ચોથા ભવમાં–રાજા કિરણવેગ અને સાપ.

પાંચમા ભવમાં–દેવલોક અને નરકભૂમિ.

છઠ્ઠા ભવમાં–રાજા વજ્રનાભ અને સિંહ.

સાતમા ભવમાં–દેવલોક અને નરકભૂમિ.

આઠમા ભવમાં–ચક્રવર્તી સુવર્ણબાહુ અને સિંહ.

નવમા ભવમાં–દેવલોક અને નરકભૂમિ.

દશમા ભવમાં–અર્હન્ પાર્શ્વ અને કઠ (તાપસ).

Dr. Guérinot (ડો. ગેરિનોટ) કહે છે:—

There can no longer be any doubt that parshva was a historical personage. According to the Jaina tradition he must have lived a hundred years and died 250 years before Mahavira. His period of activity, therefore, corresponds to the 8th century B. C.

The parents of Mahavira were followers of the religion of parshva.

......There have appeared 24 prophets of Jainism. They are ordinarily called Tirthan-

karas. With the 23rd parshvanatha we enter into the region of history and reality.

[ Introduction to his essay on Jaina Bibliography ]

અર્થાત્—એ નિઃસન્દેહ વાત છે કે પાર્શ્વનાથ એક ઐતિહાસિક પુરુષ હતા. જૈનપરંપરાનુસાર એમનું આયુષ્ય એકસો વર્ષનું હતું, અને એઓ મહાવીરથી અઢીસો વર્ષ પહેલાં નિર્વાણ પામ્યા હતા. આમ એમનો ( પાર્શ્વનાથનો ) જીવનકાળ ઈ. સન્ પૂર્વની આઠમી શતાબ્દી છે.

મહાવીરના માતા-પિતા પાર્શ્વનાથના ધર્મના અનુયાયી હતા. જૈનધર્મમાં જેઓ 'તીર્થંકર' કહેવાય છે એવા પરમ ધર્મપ્રકાશક પરમ આત્માઓ ૨૪ થયા છે. ૨૩ મા તીર્થંકર પાર્શ્વનાથના સમયથી આપણો વાસ્તવિક અને ઐતિહાસિક પ્રદેશમાં પ્રવેશ થાય છે.

વિ. સં. ૨૦૦૩ વૈશાખ



( ૪ )

## ગીતાનું નિષ્કામ કર્મ

—×—

ગીતાનો એ મુખ્ય અને જાણીતો ધ્વનિ છે કે નિષ્કામ કર્મ કરવું-ફળની આકાંક્ષા વગર કામ કરવું. પણ પ્રશ્ન એ થાય છે કે ફલાકાંક્ષા વગર કોઈ કામ થાય છે ખરું ?

" प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्तते ॥ "

એ પ્રસિદ્ધ ઉક્તિ સ્પષ્ટ જણાવે છે કે પ્રયોજન વગર મન્દ માણસ પણ પ્રવૃત્તિ કરતો નથી.

કોઈ પણ કાર્યની પાછળ હેતુ અથવા આકાંક્ષા ( ફલાકાંક્ષા ) હોય જ છે. સન્ત-મહન્તો પણ લોકહિતની સાધનાના ઉદ્દેશે-એ પ્રકારની પવિત્ર આકાંક્ષાથી પ્રેરાઇ વિવિધ પ્રવૃત્તિઓ આદરતા-કરતાં હોય છે. બુદ્ધ, મહાવીર, ગાન્ધીજી વગેરે મહાપુરુષોની પ્રવૃત્તિઓ જે જનકલ્યાણના હેતુએ પ્રવર્તતી હતી તેમની પાછળ જનકલ્યાણની સાધનાની ભાવના, એ પ્રકારની આકાંક્ષા ખરી કે નહિ ? ગાન્ધીજી વારંવાર ઝીણાજીને મળવા જતા તેની પાછળ ભારતની અખંડિતતા જાળવવાનો અભિલાષ ખરો કે નહિ ? આમ સત્પુરુષોનાં સત્કાર્યોની પાછળ પણ સ્વાર્થ

રહેલો જ હોય છે. અલબત, તે સ્વાર્થ પરમાર્થરૂપ સ્વાર્થ અથવા પરકલ્યાણમાં સ્વકલ્યાણનો સ્વાર્થ ખરો જ.

મહાભારતના મહાભયાનક સંગ્રામમાં શ્રીકૃષ્ણ પોતે જોડાય અને અર્જુનને એમાં ઝુકાવી દીધો તે ઉદ્દેશ વગર જ ? કોઈ ફ્લાકાંક્ષા વગર જ ?

અને વિશાળ જગતનો સમગ્ર કારોબાર તો સ્પષ્ટ ભૌતિક સ્વાર્થ પર રહેલો છે. અન્ન-વસ્ત્ર માટે, જીવનનિર્વાહનાં અન્યાન્ય સાધનો માટે, શરીરયાત્રા માટે વેપારધંધારોજગાર નોકરી યા મહેનત-મજૂરી જે કરવામાં આવે છે અથવા કરવાં પડે છે તેની પાછળ ભૌતિક સ્વાર્થ ખુલ્લો જ છે. ભૌતિક ફ્લાકાંક્ષાથી જ એ બધું કરવામાં આવે છે.

ફ્લોદ્દેશ વગર કોઈ પ્રવૃત્તિની કલ્પના પણ થઈ શકે છે ખરી ? ત્યારે શું ભૌતિક સ્વાર્થ માટે થતાં કામધંધા, મહેનત-મજૂરી અને ખાનપાન આદિ કાર્યો શું ગીતાની દૃષ્ટિએ નિન્ધ ઠરે છે ? દુનિયાના માણસોને એમ કહેવું કે તમે કામધંધા ફ્લાકાંક્ષા વગર કરો એ સ્વસ્થ મગજવાળાનું કહેવું ગણાશે ? રોટી માટે કામ કરનારને, મહેનત-મજૂરી કરનારને કોઈ એમ કહે કે રોટીની આકાંક્ષા વગર કામ કર, તો એ કેવું વિચિત્ર ગણાશે ?

માટે ગીતાના નિષ્કામ કર્મ કરવાના આદેશમાં 'નિષ્કામ' નો અર્થ સ્પષ્ટ કરવાની જરૂર છે. 'નિષ્કામ' એટલે સામાન્યતઃ ફ્લાકાંક્ષા વગરનું (કામ) એમ નહિ, પણ સંકુચિત અથવા બુરી સ્વાર્થકામના વગરનું (કામ), એટલે કે જે અન્યાયથી

હેવાયેલ ન હોય તેમ જ જનહિતને બાધક ન હોય એવું ( કામ ). 'નિષ્કામ 'નું આવું તાત્પર્ય હોવાથી વેપાર-ધંધા, નોકરી, મહેનત-મજૂરી વગેરે દુન્યવી કાર્યો જો અન્યાયલિપ્ત ન હોય અને જનહિતને બાધાકારક ન હોય તો તે ગીતાના 'નિષ્કામ 'માં જ ગણાવાનાં અને એથી ગીતાનુમોદિત જ ઠરવાનાં.

કર્મપરાયણતાનો પાઠ શીખવવા માટે ગીતાનું ઉત્થાન છે, એટલે એના ઉપદેશનો સાર કર્મશીલતાના ઉપદેશમાં જ સમાઇ જાય છે, પણ સાથે જ એની મુખ્ય અને એટલી જ જોરદાર ચેતવણી છે કે તું કર્મ કર, પણ કામના અર્થાત્ બુરી કામનાથી નહિ, એટલે કે અન્યાયી માર્ગથી નહિ તેમ જ જનહિતને બાધક થાય તે રીતે નહિ.

ઉપર જણાવ્યું તેમ અપાવિત્ર્યથી, અન્યાયથી મુક્ત એવાં ભૌતિક સ્વાર્થનાં કાર્યો પણ જ્યારે 'નિષ્કામ 'માં આવી જાય છે, તો પછી સન્તમહન્તોનાં પરમાર્થરૂપ સ્વાર્થનાં અથવા પર-કલ્યાણરૂપ સ્વકલ્યાણનાં કાર્યો માટે તો કહેવાનું રહેતું જ નથી.

જે અર્થ 'નિષ્કામ 'નો જોયો તે જ અર્થ 'અનાસક્તિ'-નો પણ છે. નિષ્કામમાં 'કામ' અને અનાસક્તિમાં 'આસક્તિ' એ બન્ને એક જ અર્થનું દ્યોતન કરે છે, અર્થાત્ ગીતાના ઉપદેશનો સાર એ નીકળે છે કે અનાસક્તિથી એટલે કે અનાસક્તપણે અર્થાત્ આસક્તિરહિત કર્મ કર; પણ આસક્તિ-રહિત કર્મ કર એટલે કે એટલી આસક્તિ ન રાખ કે જે તને અન્યાય કરવા પ્રેરે, જે તને એટલો દુઃસ્વાર્થાન્ધ બનાવી દે કે જનહિતને બગાડીને પણ તું તારો સ્વાર્થ સાધવા મંડી જાય.

ગીતાની આ જે એક ચેતવણી બતાવી તે સિવાય બીજી પણ છે, અને તે એ કે ભૌતિક સ્વાર્થ યા પરમાર્થરૂપ સ્વાર્થ માટે કાર્ય કરતાં જો નિષ્ફલતા યા નુકસાન સાંપડે તો એથી પોતાના ચિત્તને શોકાક્રાન્ત થવા દેવું નહિ. નિષ્ફલતા યા નુકસાન મળતાં ઊંચી શ્રેણીના ગણાતા મહાપુરુષોને પણ ખિન્નતા વધુ નહિ તો થોડી જરા જેટલી પણ આવવી સંભવિત છે, પણ વિવેકજ્ઞાન પરિણમ્યાનું અથવા ગીતાનો પવિત્ર ઉપદેશ પચાવ્યાનું ફળ એ છે કે એ ખિન્નતાને પોતાના મન પર વધુ ટકવા દેવી ન જોઇએ. સત્વર જ એને ખંખેરી નાંખી મનને સ્વસ્થ બનાવવું જોઇએ. એ જ પ્રમાણે, સફલતા મળતાં હર્ષ થાય, મોટા મોટાને પણ થાય, પણ એના આવેશમાં ખેંચાવું ન જોઇએ. મતલબ એ કે હર્ષ–શોકની ઊર્મિઓથી પોતાને આન્દોલિત ન થવા દેતાં સમભાવશાલી બની રહેવા પ્રયત્નશીલ થવું જોઇએ. ગીતાના 'નિષ્કામ' અને 'અનાસક્ત' શબ્દોની અર્થવિચારણામાં આ અર્થ પણ એટલો જ મહત્ત્વનો અને શ્રેયસ્કર છે.

સદાચરણી જીવન અને કર્મશીલતાને અંગે આત્મ-સન્તોષ બન્યો રહે એ માનવ જીવનની ઉચ્ચ સ્થિતિ છે, અને એવી સ્થિતિનો સજ્જન વિષયભોગ ભોગવે છે ખરો, પણ તે આસક્તિથી નહિ, આસક્તિથી નહિ એટલે લુબ્ધપણે નહિ, પણ સુયોગ્ય સન્તોષવૃત્તિથી. અને ક્રિયાપ્રવૃત્તિ પણ તેની આસક્તિથી નહિ, અર્થાત્ લુબ્ધપણાથી નહિ, પણ સુયોગ્ય સન્તોષવૃત્તિથી હોય છે. આ તેના જીવનની કલ્યાણરૂપ વિશિષ્ટ ખાસિયત હોય છે. આમ, પવિત્ર આત્મસન્તોષના સુન્દર

અજવાળામાં સુજ્ઞ જનની કામભોગવૃત્તિ સુમર્યાદિત હોવી એ પણ 'નિષ્કામ' અથવા 'અનાસક્ત' સ્થિતિનો અર્થ આપણે ધ્યાનમાં રાખીએ. આ પ્રકારનું માનવજીવન જ્યારે વિશેષ ઉત્કર્ષે પહોંચે છે ત્યારે આત્મા વીતરાગભયક્રોધ બને છે અને કલ્યાણના ઉચ્ચતમ શિખરે પહોંચી જવાને અધિકારી થાય છે.

આસક્તિ જેમ દુરાચરણવિષયક હોય છે તેમ સદ્‌ગુણ-વિષયક પણ હોય છે. પહેલી ખરાબ અને દુર્ગતિકારક છે અને બીજી શુભ અને કલ્યાણકારક. જીવનના પૂર્ણ વિકાસ પર પહોંચવા માટે સદ્‌ગુણોમાં આસક્તિ રાખવી જ જોઇએ. એ આસક્તિ જેમ જેમ પ્રખર બનતી જાય છે તેમ તેમ આત્મકલ્યાણની સિદ્ધિ અધિકાધિક સમ્પન્ન થતી જાય છે.

આસક્તિ નો અર્થ તો ફક્ત 'લગની' છે, તે સારામાં પણ હોઈ શકે છે અને ખરાબમાં પણ. સારામાં Devotion અને ખરાબમાં Addictedness છે.

ઉપરના સમગ્ર લેખનો સાર આ પ્રમાણે આપી શકાય–

દુન્યવી ( સામાન્ય ભૂમિકાના ) માણસે નિષ્કામ–અનાસક્ત કર્મ કરવાં, એટલે કે—

( ૧ ) તેણે પોતાના કામધંધા, મહેનત–મજૂરી વગેરે દરેક કર્મ સંકુચિત સ્વાર્થકામનાથી નહિ કરતાં ન્યાયના માર્ગે તેમ જ જનહિતને બાધાકારક ન થાય તેમ કરવાં,

( ૨ ) તેણે પોતાના કાર્યમાં નિષ્ફલતા યા સફલતા સાંપડતાં વિષાદ, ક્રોધ યા અભિમાનથી ન ખેંચાતાં પોતાને–પોતાના ચિત્તને **સ્વસ્થ** રાખવા પ્રયત્નશીલ રહેવું, અને

(૩) વિષયભોગમાં તેમ જ ક્રિયાપ્રવૃત્તિમાં લુબ્ધપણું ન રાખતાં સન્તોષપૂત વૃત્તિથી વર્તવું.

આ થઈ સામાન્ય ભૂમિકાવાળાની વાત.

હવે એથી જે આગળ વધ્યો છે, સમજ અને ચારિત્ર જેનાં વિવેકપૂત છે, જેની ભૌતિક સ્વાર્થલાલસા પાતળી પડતી જાય છે, જે પરમાર્થને સ્વાર્થ સમજે છે, પરકલ્યાણમાં આત્મકલ્યાણ જુએ છે એવા વિશિષ્ટભૂમિકાના સુજ્ઞ મહાનુભાવને માટે ગીતાના નિષ્કામ–અનાસક્તભાવનો અર્થ વીતરાગભાવ થાય છે; અર્થાત્, એવો સજ્જન ગીતાના–વીતરાગભાવે કર્મ કરવાના–ઉપદેશનું પાત્ર છે. રોટી માટે લાકડાં ફાડનારને એ કામ વીતરાગભાવે ( રોટીની ઇચ્છા નહિ રાખીને ) કરવાનું ગીતા કહે કે ? એને તો એ એટલું જ કહે કે તારી કાર્યપ્રવૃત્તિ ન્યાયથી કર અને તેનું ફળ તને ન મળે તો અસ્વસ્થ થઈશ માં. "कर्मण्येवाधिकार-स्ते मा फलेषु कदाचन".

મતલબ કે ગીતાના 'નિષ્કામ' થી સમગ્ર કામ (કામના)નો અભાવ અને 'અનાસક્તિ' થી સમગ્ર આસક્તિનો અભાવ એ જ એક અર્થ લેવાનો નથી; પણ કામનાનો યા આસક્તિનો અભાવ અધિકારીની યોગ્યતા અનુસાર, ઉપર જણાવ્યા મુજબ મર્યાદિતરૂપે અને વ્યાપકરૂપે [ એમ બન્ને પ્રકારે ] લેવાનો છે.

## ( ૫ )
## ભગવાન્‌ની મૂર્તિ

---

ભગવાન્‌ના નામ દ્વારા ભગવત્સ્મરણ થાય છે, તેમ ભગવાન્‌ની મૂર્તિ કે તસ્બીર દ્વારા પણ ભગવત્સ્મરણ થાય છે. સામાન્યતઃ મૂર્તિ કે તસ્બીર નામથી પણ વધારે સ્મૃતિપ્રેરક થઇ શકે છે. જેમને પોતાને માટે મૂર્તિની ઉપયોગિતા ન લાગતી હોય તેમણે, જેમને ભગવત્સ્મરણ કે ભગવદ્ભક્તિમાં ભગવાન્‌ની મૂર્તિનો સહારો ઉપયોગી થતો કે લાગતો હોય તેમને તે સહારો સહર્ષ લેવા દેવો જોઇએ અને સારા હેતુ માટે લેવાતો એ સહારો પ્રશંસનીય માનવો જોઇએ. એ જ પ્રમાણે, જેઓ મૂર્તિના સહારા વગર ભગવદ્ભક્તિ કરી શકતા હોય કે કરી શકવાનું માનતા હોય અને એથી એ સહારો ન લેતા હોય તેમની ટીકામાં ન પડવું જોઇએ. પોતાના કષાયના ઉપશમનના લાભ માટે ભગવાન્‌ની મૂર્તિનો સહારો લેનારા, ભગવાન્‌ની મૂર્તિનો સહારો ન લેવાના કારણે બીજાને નિન્દે કે બીજાઓ સાથે કષાયમાં ઊતરે તો તેઓ પોતાનું ધ્યેય ચૂકી જતા ગણાય. આમ કોઇ સાધનનું [ બાહ્ય સાધનનું ] અવલંબન લેવા ન લેવાની [illegible] સંકુચિત વાડાબન્દી સર્જવી કે પો[illegible]

યોગ્ય ન ગણાય. મૂર્તિનો સહારો પોતાને માટે જરૂરી ન લાગતાં ન લેનારાઓએ પણ મનુષ્યસમૂહની–મૂર્તિનો સહારો લેવાની–રુચિને ખ્યાલમાં લઈને, તે રુચિને સંતોષવા માટે કલ્યાણ-સાધનના હેતુએ બંધાયેલાં ઐતિહાસિક પવિત્ર દેવાલયો, જેઓ એક વિશિષ્ટ સંસ્કૃતિનાં ધામ છે, તેમની તરફ સમ્માનવૃત્તિ રાખવી જોઈએ અને મહાત્મા પુરુષોનાં ચિત્ર, મૂર્તિ કે તસ્વીર તરફ જેમ સહજ સમ્માનવૃત્તિ હોય છે તેમ ભગવાન્‌ની મૂર્તિ તરફ સહજ સમ્માનવૃત્તિ તેમને હોવી જોઈએ.

હા, એટલું ખરું કે વીતરાગ ભગવાન્‌ની મૂર્તિમાં વીતરાગતાનો દેખાવ હોવો જોઈએ. રાગદ્વેષરહિત, અહિંસા-સંયમ-તપ-ત્યાગના સદ્‌ગુણોના પૂર્ણ ઉત્કર્ષથી પ્રકાશિત એવા વીતરાગ ભગવાન્‌ની ધ્યાનસ્થ વીતરાગ યોગીની આકૃતિવાળી મૂર્તિમાં વીતરાગતા સાથે અસંગત થાય, વીતરાગ મુનિને ન છાજે એવો દેખાવ ન લાવવો જોઈએ.

વિ. સં. ૨૦૦૫

## વીતરાગદેવના આત્મા પર આભૂષણરચના ઘટે ?

—— × ——

વીતરાગતા એ આત્માની પૂર્ણ શુદ્ધિનું નામ છે. એ સિદ્ધ થતાં આત્મા પોતાના પૂર્ણ શુદ્ધ ચેતન સ્વરૂપે પ્રકાશમાન થાય છે. એ જ ભગવાન્, એ જ દેવ. એની પ્રતિમાનું ધામ તે દેવાલય. ત્યાં આપણે જઇએ છીએ એ પરમાત્માની ભૌતિક મૂર્તિનાં દર્શન કરવા નહિ, પણ એ પવિત્ર મૂર્તિ દ્વારા એ પરમાત્માનાં માનસિક દર્શન કરવા, એની મહાન્ જીવનવિભૂતિની, એના મહામહિમશાલી ચરિતની ચિન્તના-ભાવના કરવા જઇએ છીએ. એ મહાપ્રભુને મનશ્ચક્ષુ સામે પ્રકટ કરીને એના મહાન્ આત્મજીવન પર આપણે મુગ્ધ થઇએ અને આપણી નૈતિક, ધાર્મિક કે આધ્યાત્મિક અલ્પતા, હીનતા તરફ આપણો વિષાદ-યોગ વિસ્ફુરિત થાય, તેમ જ એ હીનતાને નિરસ્ત કરી જીવનને ઊર્ધ્વગામી બનાવવાની ભાવના ઉત્તેજિત થાય એ માટે ત્યાં જઇએ છીએ. સત્ય–અહિંસા–સંયમ–મૈત્રીના પવિત્ર પાઠોના સંસ્કાર જમાવવા ત્યાં જઇએ છીએ. કામ–ક્રોધ–લોભના દોષોને નષ્ટ કરવા યા તેમને મોળા પાડવા ત્યાં જઇએ છીએ.

" असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे.
सुरतरुवरशाखा लेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं.
तदपि तव गुणानामीश ! पारं न याति ॥ "

વિશ્વદર્શી જીવનની તો પ્રતિમાઓ કરી બેસાડીએ છીએ. આ અર્હન્ ભગવાનનું સમગ્ર જીવન ચિન્તન કરવા, ભાવના કરવા લાયક છે. અને એ પ્રકારના ચિન્તન માટે જ આપણે દેવાલય જઇએ છીએ. એમ કરીને આપણે આપણા જીવનનો ગુણવિકાસ સાધવાનો છે. પણ ચિન્તન કરવા માટે ભગવાનના જીવનની તે તે અવસ્થાના દેખાવો મૂર્તિમાં ઊભા કરવાના ન હોય. ગૃહસ્થાશ્રમ કે રાજાવસ્થાની ભાવના કરવા માટે જો ગૃહસ્થાશ્રમ કે રાજાપણાનો દેખાવ મૂર્તિ પર લવાતો હોય અને એને માટે જો મૂર્તિ પર ઘરેણાં-દાગીના ચઢાવાતા હોય તો તે હવે આટલું વાંચ્યા પછી વાજબી નહિ ઠરે. ભગવાનના બાલજીવન કે કૌમારજીવનની ભાવના કરવા માટે જેમ તે તે જીવનનો દેખાવ ( બાલકની ચેષ્ટા વગેરે ) મૂર્તિ પર નથી લાવતા, તેમ ગૃહસ્થાશ્રમ કે રાજાપણાની અવસ્થાના ચિન્તન માટે ગૃહસ્થાશ્રમ કે રાજાવસ્થાનો દેખાવ પણ મૂર્તિમાં લાવવાનો ન હોય. દેખાવ તો માત્ર એક જ અને તે વીતરાગની પ્રશાન્ત યોગી આકૃતિનો જ. એ સિવાય સાંસારિક ભોગવૈભવના દેખાવ, જે એની વીતરાગતાને અસંગત છે, એની ધ્યાનસ્થ સન્ત આકૃતિ પર ન ઘટી શકે. કાંચન અને કામિની એ બે સંસારનાં મહાન્ ઉત્કટ બન્ધન છે, એ બન્નેનો ત્યાગ કરી જેણે સંપૂર્ણ આધ્યાત્મિક યોગી જીવન પ્રાપ્ત કર્યું છે તેની ધ્યાનસ્થ વીતરાગ સન્તની આકૃતિવાળી મૂર્તિ પર કાંચનના અલંકારો સજાવી ગૃહસ્થાશ્રમનો દેખાવ લાવવો એ શું ઠીક ગણાય ?

ગૃહસ્થાશ્રમનો કે રાજાવસ્થાનો દેખાવ પણ એકલા કાંચનથી કેમ લાવી શકાય ? બીજાં પણ ઉપકરણ જોઇએ ને ! કાંચન

સાથે કામિની ન જોઇએ ? રામની પાસે સીતા, કૃષ્ણની પાસે રાધા, તેમ મહાવીરની પાસે 'યશોદા' મૂકો! ઋષભદેવની પાસે 'સુનન્દા-સુમંગળા' મૂકો! ત્યારે બરાબર ગૃહસ્થાશ્રમનો દેખાવ આવે ને! ઉફ! કેટલી ગેરસમજ!!

સ્ત્રી રાગનું ચિહ્ન છે અને શસ્ત્ર-હથિયાર દ્વેષનું ચિહ્ન છે, તો કાંચન કોઈનું ચિહ્ન ખરું કે નહિ? સાદી સમજનો માણસ પણ સમજી શકે છે કે સ્ત્રી રાગનું ચિહ્ન છે, તેમ કાંચન પણ રાગનું ચિહ્ન છે. કાંચન અને કામિની બન્ને રાગનાં ઉગ્ર ચિહ્નો છે. તેમાંથી એકેનો સંપર્ક, રાગને ફગાવી દઇ પરમ વીતરાગ દશાએ પહોંચેલા મહાપ્રભુની વીતરાગ અવસ્થાની મૂર્તિ પર ન ઘટી શકે.

સંસાર આખો કાંચન-કામિનીના મોહગર્તમાં ખૂંચેલો છે, એ બન્નેથી જે ઉપર ઊઠે છે તે સન્ત છે, અને વીતરાગ મનુષ્ય ઉત્તમોત્તમ સન્ત છે, એમ છતાં એવું-એ મહાન્ સન્તે પોતા ઉપરથી દૂર કરેલો એ "કચરો" પાછો એની મૂર્તિ પર લાદવો એ અજ્ઞાન ચેષ્ટા નથી?

આ બાબત સચ્ચાઇથી એટલી પરિપૂર્ણ છે કે આની સામે કેવળ પુસ્તકોના કોરા અક્ષરોના સ્થૂળ અને શુષ્ક દેખાવો ધરવાનો કદાચ પ્રયત્ન થઇ શકે, બાકી આડું મુકાય એવું કોઇ તત્ત્વ જ નથી. રૂઢિપૂજાની ચિરપ્રરૂઢ લકીર મધ્યસ્થ વિચારણા કરતાં જો ખસી જાય તો આ પરમાર્થ તત્ત્વ તત્કાળ હૃદયમાં ઊતરે તેવું છે.

દુઃખની વાત છે કે શાન્તિનાં ધામરૂપ દેવાલયો પ્રજાને અભયના પાઠ શીખવવા માટે યોજાયેલાં, તે આજે લક્ષ્મીના

ધનધનાટ કરતા ભંડારોથી સભય દશામાં મુકાઈ ગયાં છે અને ભૈયાઓની ચોકી નીચે રક્ષાઈ રહ્યાં છે. અભયનાં આ શિક્ષણાલયોને આમ ભયાવહ સ્થિતિમાં મૂકવાં એ શું ડહાપણની વાત ગણાય ? વાણિયાશાહી સ્વભાવની વણિક્‌વૃત્તિ નીચે કચરાતું "દેવ-ધન" વેપારને ચકડોળે પણ ચડે છે અને એકનું અનેકગણું કરવા ગમે તેવા અનુચિત રસ્તે પણ ધકેલાય છે. એ ઘલાઈ પણ જાય છે અને અન્દર-અન્દર ભરખાઇ પણ જાય છે. પોતાના વેપાર-ધન્ધા પોષવાની બુરી દાનત પણ એનો મજેથી લાભ ઉઠાવી જાય છે! અવિવેક દશાના પંજામાં સપડાયલું એ "મંગળ ધન" સમાજવિકાસના સમ્યક્ ઉપયોગમાં આવતું ન હોઈ સમાજ તથા ધર્મનું તેજ વધવાને બદલે તેનો હ્રાસ થઈ રહ્યો છે. દેવના અલંકારો અને દેવના ધનભંડારોના આકર્ષણથી દેવાલયમાં ચોરોને પણ પેસવાનો ખૂબ અવકાશ મળે છે. અને "કતારગામ" જેવા સ્થળે દેરાસરની ચોકી કરતા ભૈયાને કતલ કરીને પણ લૂંટારા દેવના ધન તરફ ધસે છે! હાય! દેવાલયની આ સ્થિતિ! પોતાના જાનમાલનું રક્ષણ કરવાનું પણ જેમનામાં તાકાત નથી, ભયમાં મુકાયલાં પોતાનાં બૈરાં-છોકરાંની સંભાળ લેવા જેટલી પણ જેમનામાં હિમ્મત નથી એવો વણિક્‌વર્ગ કે સમાજ દેરાસરોને ધનમાલથી ભરી દેવા પહેલાં પોતાની નિર્બળ હાલત પર જરા ધ્યાન ન આપે ?

[મુંબઇસમાચારના તા. ૩-૧૦-૩૨ શનિવારના અંકમાં અને તા. ૮-૧૧-૩૧ ના 'જૈન' માં તથા 'હિન્દુસ્તાન અને પ્રજામિત્ર' માં પ્રકાશિત.]

*

( ૭ )

## પર્યુષણા અને સાહમિવચ્છલ

—x—

પર્યુષણના દિવસો એ જૈનોના પવિત્રમાં પવિત્ર દિવસો છે. એ દિવસોમાં આત્મશુદ્ધિ કરવાનું ફરમાન છે. બારે બારે મહીને એ સ્વર્ગીય ગંગા આપણી વચ્ચે આવી ઊતરે છે. એમાં સ્નાન કરી આત્મશુદ્ધિ મેળવવાની છે. એ ન કરાય તો એ "ગંગા"નું અપમાન થાય. વર્ષે વર્ષે એ 'પર્વ-દેવ' આપણી સામે આવીને ખડો થાય છે, અને, પરમાત્માનું આદર્શ જીવન શ્રવણ કરીને અને ધાર્મિક ક્રિયામાં પ્રવેશ કરીને આત્મમળનું પ્રક્ષાલન કરવાનો દિવ્ય સન્દેશ આપણને સુણાવી જાય છે. એ સન્દેશને આજ લગી આપણે કેટલો ઝીલ્યો છે? આપણે વિચારવું જોઇએ કે આપણા વિચારપ્રદેશ અને વર્તન-વ્યવહારમાં આટઆટલાં પર્યુષણોની કંઈ પણ દીપ્તિ પ્રવેશવા પામી છે કે? દિવસે દિવસે ઉજ્જ્વળ થવાને બદલે વધુ કાળા તો નથી થતા જતા ને? એક ઇંચ આગળ વધવાને બદલે પંદર હાથ પાછળ તો નથી ખસતા જતા ને? આટઆટલાં પર્યુષણો વિતાવવા છતાં આપણું અધઃપતન (અનાચરણ) ન અટકે એ

શું ? કંઈ વિચાર આવે છે ? સમજી રાખો કે પર્યુષણ પર્વનું મુ આરાધન ચિત્તશુદ્ધિ સંપાદન કરવામાં છે. એ વગર કો ધૂમધામથી તો કોનો દહાડો વળ્યો છે ? ગાડરિયાપ્રવાહે ત અનેક પર્યુષણો વિતાવ્યાં, પણ હવે સમજુઓએ જાગ્રત થ વિવેકપુરસ્સર પર્યુષણ ઊજવવાં જોઈએ. તમે સ્વયં સમજ શકો છો કે આજે જૈન સમાજનું બાહ્ય અને આન્તર સ્વરૂ કેવી વિકૃત દશામાં આવી ગયું છે. પૂજા-પ્રભાવનાઓ અ સામાયિક-પ્રતિક્રમણો કરવા છતાંય વેર-ઝેરની અને ઝઘડાની લ્હાય ઠંડી ન પડે અને સાહમિવચ્છલ કરવા છતાં જનતાનું દારિદ્રય ન ફીટે તો પછી તેની કેટલી કિમ્મત ? આ બધું ઠંડે પેટે વિચારવાનું છે. બીજી કોમો જ્યારે આજે સંગઠન કરી અનુકૂળ સાધનોનો લાભ લઈ પોતાની ઉન્નતિ સાધતી જાય છે, ત્યારે આજે જૈન કોમ કેવી કમનસીબ છે કે જે ઉન્નતિનો રાહ લેવા તૈયાર થતી નથી.

'પર્યુષણા' શબ્દનો અર્થ ધ્યાનમાં લઈએ. 'પર્યુષણા' એટલે આત્માના શુદ્ધ ભાવમાં વિહરવું. એ દિવસોમાં કોઈની સાથે કલહ-કંકાસ ન કરીએ. કોઈનું બુરું ન ચિન્તવીએ. કોઈ પર દ્વેષ કે રોષ ન કરીએ. કોઈ ગાળો આપે તો શાન્તિ રાખીએ. ઉપશમવું અને ઉપશમાવવું, ખમવું અને ખમાવવું એ જિનશાસનનો-ભાગવત ધર્મનો સાર છે. જે ઉપશમે છે, ખમે-ખમાવે છે તે આરાધક છે, જે તેમ નથી કરતો તે વિરાધક છે એમ શ્રીભગવાન્ ફરમાવે છે. 'પર્યુષણા' શબ્દનું સાચું શાબ્દિક મૂળ છે "પજ્જોસવણા", જેનું સંસ્કૃત રૂપ છે 'પર્યુપશમના.' એટલે કે ક્રોધ, લોભ આદિ કષાય-દોષોના

ઉપશમન. પર્યુષણાના શુભ દિવસોમાં આ ઉપશમન આપણે સાધવાનું છે.

એ દિવસોમાં મનસા, વચસા, કર્મણા અહિંસક બનવાનો અભ્યાસ કરીએ. પોતે અહિંસક ન થાય, ત્યાં સુધી બીજાને કેવી રીતે અહિંસક બનાવી શકાય ? વિચારમાત્રમાંથી જ્યારે હિંસા નીકળી જાય, ત્યારે ખરી અહિંસક દશા પ્રાપ્ત થાય. અહિંસાનું વિધિરૂપ 'મૈત્રી,' એને ક્રિયાત્મક બનાવીએ.

તપસ્યા પણ ગજા પ્રમાણે કરીએ. તપસ્યા કરી પોતાની "વાહ વાહ"ની લાલસા સેવવામાં એ તપસ્યાનું ફળ "વાહ-વાહ" માં જ પૂરું થઇ જાય છે. ઉપરાંત, દુર્ધ્યાનથી પાપનાં ખાતાં બંધાય એ નોંખાં. આળોટી-આળોટીને કે રખડી-ભટકીને દિવસ પૂરા કરવા અથવા ગામગપાટા હાંકીને કે રમત-ગમત-તમાશામાં વખત ગાળવો એ તપસ્યા ન કહેવાય. ઉપવાસ એ છે કે જેમાં વિષયો, કષાયો અને આહારનો ત્યાગ કરાય. દેખાદેખી, માનપૂજાના મોહે તપસ્યા ઘણી થાય છે. લીટે લીટે ટેવાઇ ગયેલી અજ્ઞાનદશા પણ તપસ્યા કરાવે છે. આવી તપસ્યા કેવળ લંઘનરૂપ હોય છે. એમાં શુદ્ધિનું તત્ત્વ ભાગ્યે જ હોય.

હવે 'સાહમિવચ્છલ' વિષે વિચારો દર્શાવું. 'સાહમિય' એટલે સાધર્મિક એક રીતે જૈનપરમ્પરાવાળા સાધર્મિક છે, બીજી રીતે મનુષ્યમાત્ર સાધર્મિક છે અને ત્રીજી રીતે પ્રાણી-માત્ર સાધર્મિક છે. જેમનો ધર્મ સમાન તે સાધર્મિક. અહિંસા, સત્યનો ધર્મ મનુષ્યમાત્રને સમ્મત છે, એટલે એ દૃષ્ટિએ મનુષ્ય-માત્ર સાધર્મિક છે. આત્માનો સચ્ચિદાનન્દ ધર્મ પ્રાણીમાત્રમાં

સ્વરૂપતઃ મોજૂદ છે, એટલે એ હિસાબે સૂક્ષ્મ-સ્થૂલ, બધાય જીવો [ પ્રાણીમાત્ર ] સાધર્મિક છે. 'વાત્સલ્ય' એટલે તેમનું ભલું કરવાની ઉજ્જવળ લાગણી.

વસ્તુતઃ સાહમિવચ્છલ કરવાની કંઇ એક પ્રણાલી નથી. જે રીતે સામાજિક ઉત્કર્ષ સધાય અને ભાગવત શાસનની ઉન્નતિ થાય તેવું સાહમિવચ્છલ કરવું જોઇએ. તપોમય યા સંયમમય પર્યુષણ સાથે જમણવારનો મેળ જ બેસતો નથી. ગરીબોનું દારિદ્રય-દુઃખ એક કે બે વખતના જમણથી નહિ ફીટે, પણ તેમને સહાયતા એવી કરવાની હોય કે તેઓ પોતાના નિર્વાહ-માર્ગ પર ચડી જઈ શકે. સમાજની વ્યાવહારિક જીવનયાત્રાનો પ્રશ્ન જ્યારે હલ થઇ શકે ત્યારે જ ધર્મપ્રચારનો માર્ગ સરળ થઈ શકે. "भूखे भजन न होय गोपाला! यह लो अपनी कंठी-माला।" ગરીબોને આપો, ભર્યામાં ન ભરો-" दरिद्रान् भर कौन्तेय! मा प्रयच्छेश्वरे धनम्।"

આજના જમણવારોમાં કેટલી બધી હાડમારી, રસાકસી અને અન્ધાધુંધી ચાલે છે! મલિનતા, ગન્દકી અને એઠવાડની તો ત્યાં વાત જ શી કરવી! એટલો બધો એઠવાડ પથરાય અને ફેંકાય કે જેમાં અસંખ્ય કીડાઓ ખદબદતા હોય! આવા જમણવારને ધાર્મિક જમણવાર કોણ કહે! આવાં જમણો પાછળ કેટલી ધનરાશિ વેડફાતી હશે! પ્રીતિભોજન જરૂર કરીએ પણ વ્યવસ્થાસર અને સ્વચ્છતાસર.

ખરું સાહમિવચ્છલ ઉદ્યોગમન્દિરો, વિદ્યાલયો, ઔષધાલયો, ચિકિત્સાલયો, સહાયકફંડો, વનિતામન્દિરો જેવી સંસ્થાઓ

સારા પ્રમાણમાં ખોલીને સમાજનો ઉત્કર્ષ વધારવામાં અને ધર્મના પવિત્ર સિદ્ધાન્તોનાં વિવેચન આધુનિક પદ્ધતિએ જગતની સામે રજૂ કરવામાં અને પ્રાચીન સાહિત્યના મહામૂલા ગ્રન્થોને સુયોગ્ય પદ્ધતિએ પ્રકાશિત કરવામાં સમાયું છે. આવાં ક્ષેત્રોમાં સમાજનો ધનરાશિ જ્યારે ઉચિત પ્રમાણમાં વહેશે, ત્યારે જ જૈનશાસનનો ઉદ્યોત થશે.

વિ. સં. ૧૯૮૬



— × —

અહિંસાનો અભ્યાસી દયાની નાની સરખી વાતને પણ બનતાં લગી જતી ન કરે. તેના મનોમન્દિરની અન્દર અહિંસાની ભાવનાનો ઉપયોગ સદા જાગરૂક હોઇ, સામાન્ય અને મામૂલી આચરણમાં પણ–ખાવાપીવાની બાબતમાં પણ તેનું વર્તન પ્રવર્તન દયાદષ્ટિપૂત જ હોય.

કન્દમૂળ કે લીલોતરીના ત્યાગ વિષેનો ઉપદેશ જૈનોમ સામાન્ય રીતે ઠીક ઠીક પ્રચારિત થયો ગણાય. વાત માત્ર એટલી યાદ રાખવાની હોય કે પ્રવૃત્તિમાત્રમાં વિવેકના અધ્યક્ષપણાન બહુ જરૂર છે. વિવેકની ગેરહાજરીમાં ઘણી વખત ધર્મ ગણાતું કાર્ય પણ અધર્મ રૂપને ધારણ કરી જાય છે. સ્પષ્ટ છે પ્રભુભક્તિમાં દીપ–ધૂપ–પુષ્પાદિ ઉપચારોને અંગે જો વિવેકન ખામી હોય તો [illegible] પણ કર્મબન્ધરૂ થઇ પડે. [illegible] હિંસાના માટે કર્મ [illegible] વવામ અને [illegible]

બદલે પ્રભુભક્તિનું ભંજન થાય. પ્રભુભક્તિમાં જેમ જયણાનો (યતનાનો), સાવધાનીનો, વિવેકનો ઉપયોગ રાખવાનું ફરમાન છે, તેમ હરેક કાર્યમાં વિવેકદૃષ્ટિ રાખવાની જરૂર છે. ત્યારે જ કલ્યાણલાભ થાય.

વિચાર કરતાં જણાય છે કે લીલોતરીના ત્યાગમાં બે ઉદ્દેશો રહેલા છે. એક અહિંસાભાવને પોષવાનો અને બીજો રસેન્દ્રિય પર કાબૂ મેળવવાનો. આ ઉદ્દેશો મહત્ત્વના છે. પરન્તુ જ્યારે લીલોતરી સૂકવીને ભરી રાખવામાં આવે છે; ત્યારે એ ઉદ્દેશો પર પડદો પડી જાય છે. તિથિએ કે વગર તિથિએ લીલોતરી ખરીદી લાવી, તેના કકડા કરી સુકવણી કરાય અને પછી તિથિએ લીલોતરીને બદલે તેને આરોગીને દયાધર્મનું પુણ્ય મળ્યું માનવામાં આવે તો એ ચોખ્ખું ભોળપણ નહિ તો બીજું શું ગણાય? ગૃહસ્થના ઘરમાં મહેમાન-પરોણા ખાતર કે પોતાને સારુ જેમ બીજી અનેક ચીજો વસાવવાની જરૂર પડે છે, તેમ સુકવણી પણ રાખવી પડે એ સમજી શકાય તેવી બીના છે, પણ સવાલ માત્ર એટલો જ છે કે એમ કરી લીલોતરીને બદલે તેને વાપરવામાં કંઈ ધર્મ કે પુણ્યલાભને અવકાશ છે કે કેમ?

સુકવણી બનાવી તિથિએ ખાનાર પોતાની આન્તર દશા તપાસે તો તેને જણાયા વગર ન રહે કે લીલોતરીનો રસ તેને એટલો દાઢે વળગેલો છે કે તિથિએ પણ તે રસને અમુક ફેરફાર સાથે આરોગવામાં તેનું મન લોભાયલું રહે છે. આ જ રસવૃત્તિનું એ પરિણામ છે કે તે ભવિષ્યને માટે એકી સાથે મોટા જથ્થામાં લીલોતરી સૂકવી નાંખી સુકવણી બનાવે છે.

આમ સુકવણી કરવામાં, આરોગવામાં દયાપરિણામ કે રસવૃત્તિ-નિગ્રહ ક્યાં સમાયો છે એ કોઈ બતાવી આપશે કે ?

લીલવણી ખાનાર અને લીલવણીને સૂકવી ખાનાર માણસમાં શું તફાવત છે કે એક, બીજાના કરતાં દયાની દૃષ્ટિએ કે પુણ્યની દૃષ્ટિએ સારો ગણાય ? વનસ્પતિની વિરાધના કરવામાં એ બન્ને સરખા છે. તિથિએ લીલવણી ખાનાર જેટલો વનસ્પતિવિરાધક છે, તેટલો જ વિરાધક, લીલવણીની સુકવણી કરી મેલીને તિથિએ તે આરોગનાર માણસ પણ છે. તિથિએ લીલોતરીને ત્યાગી સુકવણી ખાનાર પોતે તિથિનું આરાધન કર્યું એમ સમજે છે પણ એ તેનો ભ્રમ છે. તિથિએ ઘર-મકાન અને રસોઈ–પાણી–અગ્નિ વગેરેનો આરંભ–સમારંભો ચાલુ રહે, તિથિએ વનસ્પતિ સમારવામાં, સૂકવવામાં આવે અને તિથિએ લીલું–સૂકું બન્નેને રાંધવામાં અગ્નિકાયાદિનો સરખો આરંભ થાય તે માટે કોન ન ચમકે, અને એક માત્ર ભાણામાં પડે ત્યારે જ સુકવણી કરતાં લીલવણી તરફ દોષદૃષ્ટિ ઝબકી ઊઠે એ કેવું નવાઈ જેવું ! આ એક રૂઢ પડી ગયેલા સંસ્કાર જ તો !

ઘર-મકાન અને વેપારધન્ધા વગેરે સંબંધી સતત ચાલુ રહેતી ઢગલાબંધ સર્વ કાર્યવિરાધક આરંભ–સમારંભની નાનાવિધ પ્રવૃત્તિઓમાં લીલોતરીના આહાર સંબંધી સ્વલ્પ પ્રવૃત્તિ ક્યાંય ગરકાવ થઇ જાય છે, છતાં તેને અઘટિત મોટું રૂપ આપી લાટબન્ધ વનસ્પતિને એકી સાથે વિરાધવાની, સૂકવવાની અને ભરી રાખવાની પ્રથાને દયાપોષક તરીકે પોષવી એ જબરો બુદ્ધિભ્રમ છે.

લીલોતરીને સમારી, સૂકવી, ભરી રાખીને જીવ-જન્તુઓનું અધિકરણ-શસ્ત્ર બનાવનાર; તેની પાછળ મોહ-મૂર્છાને પાપનાર અને પછી તિથિએ લીલોતરીને બદલે તેનો ઉપયોગ કરવામાં ઔચિત્ય માનનારના કરતાં તિથિએ ખપપૂરતી તાજી લીલોતરી લાવીને ઉપયોગ કરનાર ઓછો દોષી છે એ થોડો પણ વિચાર કરતાં સમજી શકાય તેવું છે. ખાવું તો છે જ, પછી સહજ પ્રાપ્તને મૂકી એને સુકવણીના રૂપમાં ફેરવવાના અખેડામાં (ધર્મબુદ્ધિએ) પડવું એ "દ્રાવિડ પ્રાણાયામ" જેવું નથી લાગતું ?

વ્યવહાર દૃષ્ટિએ જોઇ શકાય છે કે એક લીલોતરીભોજક રોજ પાશેર લીલોતરી બજારમાંથી લાવી આરોગે છે અને બીજો, જે સુકવણીપ્રિય છે, તેને પણ રોજ તેટલી જ (પાશેર) સુકવણીની દરકાર રહે છે. હવે, આ રીતે એક મહીનામાં એ બન્નેમાં લીલોતરીનો વધારે વિરાધક કોણ સિદ્ધ થાય ? લીલોતરીભક્ષકથી મહીનામાં ૭ા શેરની વિરાધના થશે, જ્યારે સુકવણીભક્ષકથી તેથી પ્રાય ત્રણ-ચાર ગણી લીલોતરીની વિરાધના થશે ત્યારે તેના મોઢામાં ૭ા શેર પડશે. ખરું કે નહિ ? ત્યારે વધુ વિરાધક કોણ ? સુકવણીભક્ષક જ કે !

સમાજની મનોદશા તો આજે એવી બની ગયેલી જોવાય છે કે વેપાર-ધન્ધામાં હડહડતાં જૂઠાણાં હાંકનાર તરફ પ્રાય એટલી ઘૃણા નહિ છૂટે, કે જેટલી, તિથિએ લીલોતરી કે બટાટા-ડુંગળી ખાનાર તરફ છૂટશે. ધર્મગુરુઓની નજર પણ ઘણે ભાગે લીલોતરી કે કન્દમૂળ છોડાવવા તરફ પહેલી જાય છે. જેટલી કાળજી લોકોને કન્દમૂળ વગેરે છોડાવવા

તરફ તેઓ ધરાવે છે તેટલી જો સત્ય-સદાચારના પ્રચાર ભણી ધરાવતા થાય તો જનસમાજ પર તેમનો કેવો મોટો ઉપકાર ઊતરે !

એ ખૂબ યાદ રાખવું જોઇએ કે કન્દમૂળ ખાનાર માણસ પણ જો પ્રામાણિક અને સદાચરણી છે તો તેનું સ્થાન તે માણસથી ઘણું ઊંચું છે કે જે એક બાજુ કન્દમૂળનો ત્યાગ કરવા છતાં બીજી બાજુ અપ્રામાણિક અને જાફા વેપારધન્ધા ચલાવે છે.

બાકી એ તો સ્પષ્ટ જ છે કે જેટલો સંયમ કેળવાય જેટલો ત્યાગ ખિલવાય એટલું વિશેષ કલ્યાણ છે.

અહીં આપણે એ અવશ્ય ખ્યાલમાં લઇએ કે લીલોતરી-કન્દમૂળના ત્યાગનો પ્રકાશ સત્ય-સદાચારના સૂર્ય સરખા પ્રકાશ આગળ ખદ્યોત સરખો છે. આપણે એ પણ સમજવું જોઇએ કે એકેન્દ્રિયો-સ્થાવરોના ભોગોપભોગની ખુદ પ્રકૃતિએ આંકેલી મર્યાદા છે. એ ભોગોપભોગ કુદરતી-સ્વાભાવિક-Natural ભોગોપભોગ છે. હા, એમાં સમુચિત સંયમન અને વિવેકની જરૂર ખરી જ. એ સ્થાવરોથી આગળ જવું સખત નિષિદ્ધ છે.

વિ. સં. ૧૯૮૫



( ૯ )

## ક્રિયાકાંડના ઝઘડા શાને?

—— x ——

સમાજ અને શાસનની ઉન્નતિ માટે તમામ ગચ્છવાળાઓ–ફિરકાવાળાઓએ ક્રિયાકાંડના ઝઘડાઓ મેલી દઈ એકસંપી કરવાની સખ્ત જરૂર છે. ઓ! ગચ્છમતવાસીઓ! ઓ! ફિરકાબન્દો! જરા સમજી જાઓ કે તમારી અન્દરઅન્દરની લડાઈમાં પરમાત્મા મહાવીરના શાસનની કેટલી દુર્દશા થઈ રહી છે. પ્રભુના શાસન પ્રત્યે તમને જો સાચો રાગ હોય, તો જિનેન્દ્ર ભગવાનના શાસનની વિજયપતાકા ફરકતી જોવાને તમારાં અન્તઃકરણ ઉત્સુક હોય તો ક્રિયાભેદનો દુર્મોહ મૂકી દઇ બધાય એક પ્રેમની રસ્સીમાં બદ્ધ થઇ જાઓ. બધા ભેગા મળી એક પદ્ધતિની ધર્મક્રિયા સાથે કરે એ સામાજિક સંગઠનને માટે બહુ અગત્યનું છે, છતાં પૂર્વગ્રહવશાત્ એમ ન બની શકે તો પોતપોતાને રુચે તે ક્રિયા કરો, પણ બીજાઓની ક્રિયાઓને વગોવો ના. ક્રિયાભેદને વધારે પડતું મહત્ત્વ આપી ખેંચતાણ કરવી અને વિરોધ વધારવો એ અવ્વલ દરજ્જાની બેવકૂફી સિવાય બીજું કશું નથી. કોરી ક્રિયા મોક્ષે નથી લઈ જનારી, પણ ક્રિયાગત પ્રશમભાવ જ મોક્ષનું ઉપા-

દાન છે. જરા ધ્યાન આપો! એક જ સાધ્યને પહોંચી વળવા માટે શું એક જ સાધન હોય છે કે? એક જ સાધ્ય જુદા જુદા સાધનદ્વારા નથી સિદ્ધ થઇ શકતું કે? એક જ સ્થળે પહોંચવાના રસ્તા જુદા જુદા નથી હોતા? ક્રિયા તો એક બાહ્ય અંગ છે, તેમાં પૂર્ણ એકરૂપતા હોઇ શકે જ નહિ. જરા ઊંડા ઊતરી વિચાર કરતાં સ્પષ્ટ માલૂમ પડશે કે ક્રિયામાર્ગ હમેશાં વિવિધતાવાળો જ હોય છે; અને એ હરેક માર્ગે મુમુક્ષુ જો પોતાના આન્તર જીવનને કેળવી જાણે તો આત્મકલ્યાણના શિખર પર પહોંચી શકે છે. કોઇ ફિરકાએ એ ભાંજગડમાં ઊતરવું જ ન જોઇએ કે કઇ ક્રિયાપદ્ધતિ શ્રેષ્ઠ છે અને કઇ નિકૃષ્ટ છે. ક્રિયાઓ તો બધીયે સારી છે, જો એમાં પોતાનો આત્મા પરોવાતો હોય તો. અન્યથા શુષ્ક ક્રિયાથી તો કોઇનું પણ કલ્યાણ થયું નથી, થઇ શકતું નથી. મોક્ષનો ઇજારો અમુક ગચ્છ કે ફિરકાને જ મળ્યો છે એ માન્યતા ભૂલભરેલી છે. ક્રિયા જેવી બાબત માટે ઝઘડા કરવા એ તો મને 'બહુ જ મૂર્ખાઈભરેલું' લાગે છે. ક્રિયાભિન્નતાએ ભિન્નતા ગણાવી જ ન જોઇએ. ક્રિયાભિન્નતાથી ભિન્નતા આવવી જ ન જોઇએ. એક ઘરની અન્દરના માણસો ખાવાની ચીજો ભિન્નભિન્ન ગ્રહણ કરવા છતાં તે બધામાં એકીભાવ બન્યો રહે છે, તેમ ક્રિયાની ભિન્નભિન્ન રીતો ગ્રહણ કરવા છતાં બધા વર્ગોમાં એકીભાવ બન્યો રહેવો જોઇએ. તમે જુઓ કે કોઈ ધાતુના વાસણમાં ખાય છે તો કોઈ માટીના ભાજનમાં, કોઈ કાચની રકાબીમાં ખાય છે તો કોઇ પત્રાવળીમાં, કોઈ કાષ્ઠના પાત્રમાં ખાય છે તો કોઇ તુંબડામાં, અને કોઇ તો વળી એ બધામાંના કોઇનો ઉપયોગ ન કરતાં પોતાના હાથ પર જ લઇને ખાય છે. આમ જુદા જુદા ઉપકરણોથી અને

જુદું જુદું ખાણું લેવામાં કોઇ તકરાર લેતું નથી અને એ રીતે એ દરેકનું ક્ષુધાશાન્તિનું કામ સધાય છે, તેમ ક્રિયાભેદને અંગે કે તત્સમ્બન્ધી ઉપકરણભેદને અંગે તકરાર કરવાની ન હોય. જુદી જુદી ક્રિયાથી કે જુદા જુદા ઉપકરણથી પણ અન્તરાત્મા જો સાવધ હોય તો આત્મભાવની પુષ્ટિનું કામ સધાય, અને જો અન્તઃકરણ 'સુષુપ્ત' હોય, મત્ત-પ્રમત્ત-ઉન્મત્ત હોય તો કોઈ પણ ક્રિયા કે ઉપકરણ વ્યર્થ જ જાય. જુદા જુદા વર્ગોની જે જે જુદી જુદી ક્રિયાપદ્ધતિઓ છે તે પૈકી એક પણ 'ક્રિયા' વગર જ્યારે અનેકો મોક્ષને પામ્યા છે તો પછી ક્રિયાવિશેષ માટે આટલો આગ્રહ કેમ? ક્રિયા કરતાં સમતા મોટી છે. ક્રિયારહિત પણ સમતા કલ્યાણકારક થાય, પણ સમતાવિહીન ક્રિયા તો નિષ્ફલ છે. કોઈ પણ ક્રિયામાર્ગે સમભાવ યા ઉપશમભાવ સાધવાનો છે, અન્યથા સ્વસમ્પ્રદાયની માનેલી ક્રિયાનું સમ્પૂર્ણ અનુષ્ઠાન પણ કષાયયુક્ત હોય તો નિષ્ફલ છે, નિષ્ફલ જ નહિ, દુર્ગતિકારક નીવડે છે. ક્રિયાનો મુદ્દો માત્ર એટલો જ છે કે તેમાં પરમાત્માનું સ્મરણ હોય અને પવિત્ર પ્રાર્થના હોય; આત્મકલ્યાણચિન્તન હોય અને પોતાનાં દુષ્કૃત્યોની ગર્હા યા આલોચના હોય. આ મુદ્દા બરાબર હોય તો ગમે તે પ્રકારની-ગમે તેવી વિધિવાળી-ગમે તેવી યોજનાવાળી પણ ક્રિયા શ્રેયસ્કર છે, એમાં કોઇએ જરા પણ શંકા લાવવા જેવું નથી. તાત્ત્વિક રહસ્ય આપણે સમજી લઇએ કે ક્રિયાની શ્રેયસ્કરતા તેના પોતાનામાં નથી, પણ તેની પાછળના ઉપશમભાવમાં છે. આ જો સમજી જવાય તો ક્રિયાવિષયક સંકુચિત ભાવ દૂર થતાં વાર ન લાગે.

જે સમયે દુનિયાના ધર્મનેતાઓ નવા નવા વાડા બાંધવામાં અને પોતપોતાના વાડાઓને પોષવામાં મશગૂલ હતા, ત્યારે ભગવાન્ મહાવીરે વાડાબંધીને તોડવામાં પોતાની મહાન્ શક્તિ લગાવી હતી. મહાવીરે જગતને સામ્યયોગનો પાઠ શીખવતાં ચોખ્ખું સમજાવ્યું છે કે મોક્ષ કોઇ "વાડા" માં નથી. 'શ્વેતામ્બર' થઈ જાય કે 'દિગમ્બર' થઈ જાય એથી કંઈ મોક્ષ નથી. શાસ્ત્રોનાં શાસ્ત્રો પી જાય અને મતપુષ્ટિમાં પોતાનો સઘળો તર્કવાદ ખપાવી દે એથી મોક્ષ નથી. નગ્ન થયેથી મોક્ષ નથી, તેમ કપડાં પહેર્યેથી મોક્ષ નથી. સફેદ વસ્ત્રમાં મોક્ષ નથી, તેમ રંગીન વેષમાં મોક્ષ નથી.

જૈન દૃષ્ટિનો આ અવાજ શું બતાવે છે? નથી મોક્ષ "ચોથ" માં કે નથી "પાંચમ" માં અને નથી એવી કોઈ બાહ્ય ક્રિયાપ્રણાલિકામાં.

ત્યારે મોક્ષ શેમાં છે?

આનો જવાબ ભગવાનનું આગમ બહુ સરસ આપે છે. ભગવાનનાં સકળ આગમોનો એક જ સાર છે કે **કષાયોથી—ક્રોધ, લોભ આદિ દોષોથી મુક્તિ મેળવવામાં જ મુક્તિ છે.** આ એક જ મોક્ષની વાટ છે. ક્રિયાઓ આને સારુ જ છે. જે ક્રિયાથી કષાયહનનનું કામ સધાય તે ક્રિયા મોટી, અને જેનાથી તે ન સધાય તે ખોટી. જે જે ધાર્મિક ક્રિયાઓ યોજાયેલી છે તે બધી મનના રોગો—ચિત્તના કાષાયિક દોષોને દૂર કરવાના હેતુએ યોજાયેલી છે. **કોઈ બાહ્ય ક્રિયા પર "મહોરછાપ" નથી લાગી.** ક્રિયામાં માનસિક

ક્રિયાનું જ પ્રાધાન્ય છે, શારીરિક ક્રિયા તો એક ઓખું છે, એમાં જીવરૂપે તો માનસિક ક્રિયા જ છે. માનસિક ક્રિયાની શુભાશુભતામાં જ ક્રિયાનું શુભાશુભપણું છે. આ બાબત સમજી જવાય તો ગચ્છો અને ફિરકાઓના ક્રિયાવાદસંબંધી ઝઘડા આપોઆપ ઠંડા પડી જાય, એમાં મુદ્દલ શક નથી. ચાહે તે ક્રિયા કરતી વખતે જો માનસિક ક્રિયા ઉજ્જવળ હોય તો તે ક્રિયા જરૂર કલ્યાણકારક છે, અન્યથા તે ક્રિયા દેખાવમાં ભલે 'ધર્માનુષ્ઠાન' હોય પણ તેથી આત્માને લાભ સધાતો નથી.

મુક્તિસાધનનું કે કલ્યાણસાધનનું માપ આન્તરિક ક્રિયાની ઉજ્જવલતા પર જ અંકાય છે. આન્તરિક જીવન પ્રમત્ત, સુષુપ્ત કે કલુષિત હોય તો માણસ 'સામાયિક' માં હોતાં પણ નરકનો માર્ગ તૈયાર કરે. 'પ્રસન્નચન્દ્ર' નું ઉદાહરણ સ્પષ્ટ છે. તેનું પ્રચંડ પણ 'સામાયિક' તેને નરકમાં ધકેલવા તૈયાર થઈ ગયું હતું!

ક્રિયામાર્ગ તો પ્રારંભિક માર્ગ છે, શરૂઆતની ભૂમિકા છે. એમાંથી વિકાસ મેળવી આગળ જ્ઞાનયોગમાં જવાનું છે. ક્રિયામાર્ગમાંથી જ્ઞાનયોગમાં ગયા સિવાય મોક્ષ છે જ નહિ. ઉચ્ચ દશામાં આવતાં વિહિત ક્રિયામાર્ગ છૂટી જાય છે. આ ઉપરથી ક્રિયામાર્ગનું સ્થાન અને મહત્ત્વ કેટલું છે એ સુજ્ઞને સમજવું અઘરું નથી. ક્રિયાનું સ્થાન એક માત્ર ચિત્તશુદ્ધિના અભ્યાસના સાધન તરીકે છે. તો પછી ક્રિયાભેદને કારણે નોખા નોખા વાડા કેમ હોવા જોઈએ? ગચ્છો, સંઘાડાઓ અને ફિરકાઓની તકરારો કેમ હોવી જોઈએ? આ વસ્તુ ધ્યાન પર લેતાં મૂર્તિવાદ, પૂજાવિધિ અને કર્મકાંડના ઝઘડા દૂર જ થઈ

જે સમયે દુનિયાના ધર્મનેતાઓ નવા નવા વાડા બાંધવામાં અને પોતપોતાના વાડાઓને પોષવામાં મશગૂલ હતા, ત્યારે ભગવાન્ મહાવીરે વાડાબંદીને તોડવામાં પોતાની મહાન્ શક્તિ લગાવી હતી. મહાવીરે જગતને સામ્યયોગનો પાઠ શીખવતાં ચોખ્ખું સમજાવ્યું છે કે મોક્ષ કોઇ "વાડા" માં નથી. 'શ્વેતામ્બર' થઈ જાય કે 'દિગમ્બર' થઈ જાય એથી કંઈ મોક્ષ નથી. શાસ્ત્રોનાં શાસ્ત્રો પી જાય અને મતપુષ્ટિમાં પોતાનો સઘળો તર્કવાદ ખપાવી દે એથી મોક્ષ નથી. નગ્ન થયેથી મોક્ષ નથી, તેમ કપડાં પહેર્યેથી મોક્ષ નથી. સફેદ વસ્ત્રમાં મોક્ષ નથી, તેમ રંગીન વેષમાં મોક્ષ નથી.

જૈન દૃષ્ટિનો આ અવાજ શું બતાવે છે? નથી મોક્ષ "ચોથ" માં કે નથી "પાંચમ" માં અને નથી એવી કોઈ બાહ્ય ક્રિયાપ્રણાલિકામાં.

ત્યારે મોક્ષ શેમાં છે?

આનો જવાબ ભગવાનનું આગમ બહુ સરસ આપે છે. ભગવાનનાં સકળ આગમોનો એક જ સાર છે કે **કષાયોથી–ક્રોધ, લોભ આદિ દોષોથી મુક્તિ મેળવવામાં જ મુક્તિ છે.** આ એક જ મોક્ષની વાટ છે. ક્રિયાઓ આને સારુ જ છે. જે ક્રિયાથી કષાયહનનનું કામ સધાય તે ક્રિયા સાચી, અને જેનાથી તે ન સધાય તે ખોટી. જે જે ધાર્મિક ક્રિયાઓ યોજાયેલી છે તે બધી મનના રોગો–ચિત્તના કાષાયિક દોષોને દૂર કરવાના હેતુએ યોજાયેલી છે. કોઈ **બાહ્ય ક્રિયા પર જિનની "મહોરછાપ" નથી લાગી.** ક્રિયામાં માનસિક

ક્રિયાનું જ પ્રાધાન્ય છે, શારીરિક ક્રિયા તો એક ખોખું છે, એમાં જીવરૂપે તો માનસિક ક્રિયા જ છે. માનસિક ક્રિયાની શુભાશુભતામાં જ ક્રિયાનું શુભાશુભપણું છે. આ બાબત સમજી જવાય તો ગચ્છો અને ફિરકાઓના ક્રિયાવાદસંબંધી ઝઘડા આપોઆપ ઠંડા પડી જાય, એમાં મુદ્દલ શક નથી. ચાહે તે ક્રિયા કરતી વખતે જો માનસિક ક્રિયા ઉજ્જવળ હોય તો તે ક્રિયા જરૂર કલ્યાણકારક છે, અન્યથા તે ક્રિયા દેખાવમાં ભલે 'ધર્માનુષ્ઠાન' હોય પણ તેથી આત્માને લાભ સધાતો નથી.

મુક્તિસાધનનું કે કલ્યાણસાધનનું માપ આન્તરિક ક્રિયાની ઉજ્જવલતા પર જ અંકાય છે. આન્તરિક જીવન પ્રમત્ત, સુષુપ્ત કે કલુષિત હોય તો માણસ 'સામાયિક' માં હોતાં પણ નરકનો માર્ગ તૈયાર કરે. 'પ્રસન્નચન્દ્ર' નું ઉદાહરણ સ્પષ્ટ છે. તેનું પ્રચંડ પણ 'સામાયિક' તેને નરકમાં ધકેલવા તૈયાર થઇ ગયું હતું !

ક્રિયામાર્ગ તો પ્રારંભિક માર્ગ છે, શરૂઆતની ભૂમિકા છે. એમાંથી વિકાસ મેળવી આગળ જ્ઞાનયોગમાં જવાનું છે. ક્રિયામાર્ગમાંથી જ્ઞાનયોગમાં ગયા સિવાય મોક્ષ છે જ નહિ. ઉચ્ચ દશામાં આવતાં વિહિત ક્રિયામાર્ગ છૂટી જાય છે. આ ઉપરથી ક્રિયામાર્ગનું સ્થાન અને મહત્ત્વ કેટલું છે એ સુજ્ઞને સમજવું અઘરું નથી. ક્રિયાનું સ્થાન એક માત્ર ચિત્તશુદ્ધિના અભ્યાસના સાધન તરીકે છે. તો પછી ક્રિયાભેદને કારણે નોખા નોખા વાડા કેમ હોવા જોઇએ ? ગચ્છો, સંઘાડાઓ અને ફિરકાઓની તકરારો કેમ હોવી જોઇએ ? આ વસ્તુ ધ્યાન પર લેતાં મૂર્તિવાદ, પૂજા[illegible] અને કર્મકાંડના ઝઘડા દૂર જ થઈ

જાય. શ્રીમહાવીરના પ્રવચનનું મધ્યબિન્દુ સામ્ય છે. ક્રિયામાર્ગ એને મેળવવા સારુ છે. જે માર્ગે તે પમાય તે ધર્મ અને જે માર્ગે તેથી ઊલટું પરિણમે તે અધર્મ.

વસ્તુતઃ જીવન યા શરીરની ક્રિયાશીલતા મટાડયે મટતી જ નથી. It is natural to it. એટલે કે ક્રિયાવત્તા શરીરની સાથે તેની હયાતી સુધી અનિવાર્યપણે સંકળાયેલી જ છે. પણ તે અશુભ ન હોતાં શુભ બની રહે એ જ જોવાનું છે. સાધનને સાધન સમજી તેનો ઉપયોગ કરતાં આવડે તો લાભ થાય. નહિ તો જોઈ જ રહ્યા છીએ કે "સાધન તો બાધન થયાં!" સીધી રીત સમતા છે અને એને ઉલટાવતાં તામસ!

વિ. સં. ૧૯૮૧



## (૧૦)
## સ્ત્રીજીવનની વિકાસદિશા

—x—

### નારીપ્રતિષ્ઠા

સ્ત્રીસન્માનની ભાવના ભારતવર્ષમાં બહુ પ્રાચીનકાળથી ચાલી આવે છે. એક જ ઉદાહરણ જુઓ. "સીતા-રામ", "રાધા-કૃષ્ણ" વગેરે શબ્દો દેશમાં ઘણા જૂના વખતથી બોલાતા પ્રસિદ્ધ છે. તેમાં પહેલું સ્ત્રીનું નામ ઉચ્ચારવામાં આવે છે અને એ પછી પુરુષનું.

પ્રાચીન ઋષિનું વાક્ય પણ પ્રસિદ્ધ છે કે—

"यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।"

અર્થાત્—જ્યાં સ્ત્રીનું સન્માન છે તે દેવોનું ક્રીડાધામ બને છે.

આ ઉક્તિમાં સ્ત્રીનું મહત્ત્વ કઈ હદ સુધી વર્ણવાયું છે તેનો વાચક-વાચિકાઓ ખ્યાલ કરશે.

સામાન્યતઃ સ્ત્રીની મનોવૃત્તિ એવી ઋજુ હોય છે કે ધાર્મિક ભાવનાના વાતાવરણને તે શીઘ્ર સ્પર્શે છે, અને જે આચાર કે તપ, વ્રત, નિયમ માટે તેના હૃદય પર અસર

થાય છે તેને પાળવામાં તે હમેશાં મક્કમ રહે છે. જે આચારો કે નીતિરીતિઓના સંસ્કારો સ્ત્રીઓના દિલમાં નંખાય છે તેમને તેઓ ખૂબ જ ચુસ્તપણે વળગી રહે છે. મુશ્કેલીઓને સહન કરવાની ધીરજ પણ તેની વખાણવા લાયક હોય છે; અને આફતના વખતમાં જ્યારે પુરુષ એકદમ ગભરાઇ ઊઠે છે ત્યારે સ્ત્રીનું ધૈર્યબળ તેને એક બોધદાયક પાઠરૂપ થઈ પડે છે.

બુદ્ધિ, ડહાપણ, ધૈર્ય, સહિષ્ણુતા, તપ કે શિક્ષણમાં જેટલી ઉન્નતિ પુરુષ કરી શકે છે તેટલી, સ્ત્રી પણ કરી શકે છે. એટલે મનુષ્યતાના ક્ષેત્રમાં સ્ત્રીનું સ્થાન પુરુષ કરતાં ઊતરતું નથી. કોઈ બાબતમાં પુરુષનું પ્રાધાન્ય હશે તો કોઇ બાબતમાં સ્ત્રીનું. બન્ને સમાજરૂપ રથનાં ચક્રો છે. બન્ને એક-બીજા વગર અપૂર્ણ છે. બન્નેના સુસહયોગે જ બન્નેનો ઉત્કર્ષ છે, તેમ જ ગૃહસ્થાશ્રમની શોભા છે; અને બન્નેના સુસહયોગે જ સમાજનું જીવન સમૃદ્ધ બને છે, તેમ જ દેશ તથા ધર્મની ઉન્નતિ સધાય છે.

આ વસ્તુસ્થિતિ છે, છતાં બીજી બાજુ સ્ત્રીઓ માટે હલકા શબ્દો પણ વપરાતા આવ્યા છે. આ ખૂબ જ નવાઈની વાત છે, સાથે જ ખેદજનક પણ. પણ વર્તમાન યુગમાં એ એક-દેશીય મનોવૃત્તિ ગ્રાહ્ય નથી. એવાં વચનો પુરુષના આધિપત્ય–યુગનો ઉન્માદ લેખાય છે.

> भवस्य बीजं नरकद्वारमार्गस्य दीपिका ।
> शुचां कन्दः कलेर्मूलं दुःखानां खानिरङ्गना ॥

[ સ્ત્રી સંસારનું બીજ છે, નરકના દ્વારમાર્ગની દીવાદાંડી છે, શોકનો કન્દ છે, કજિયાનું મૂળ છે અને દુઃખોની ખાણ છે. ]

આ પ્રકારની ઉક્તિઓ સામે પ્રત્યુક્તિઓ તૈયાર છે—

भवस्य बीजं नरकद्वारमार्गस्य दीपकः ।
शुचां कन्दः कलेर्मूलं दुःखखानिर्हि पूरुषः ॥

[ પુરુષ સંસારનું બીજ છે, નરકના દ્વારમાર્ગ પરનો દીવો છે, શોકનો કન્દ છે, ઝઘડાનું મૂળ છે અને દુઃખોની ખાણ છે. ]

आपदामाकरो नारी नारी नरकवर्तनी ।
विनाशकारणं नारी नारी प्रत्यक्ष-राक्षसी ॥

આવા આક્ષેપ સામે સામો પ્રત્યાક્ષેપ ખડો જ છે કેઃ—

पुरुषो विपदां खानिः पुमान् नरकपद्धतिः ।
पुरुषः पाप्मनां मूलं पुमान् प्रत्यक्ष-राक्षसः ॥

પણ આમ એકબીજાને ભાંડવાથી શું ? વાસ્તવમાં નથી સ્ત્રી નરકની ખાણ, કે નથી પુરુષ નરકની ખાણ; નરકની ખાણ છે એક માત્ર પોતાની મલિન ભાવના યા પાપવાસના. પુરુષને સ્ત્રી પરથી વૈરાગ્ય થાય એટલા માટે જો સ્ત્રીને માટે હલકા શબ્દો વપરાયા હોય તો સ્ત્રીને પુરુષ પરથી વૈરાગ્ય થાય એટલા માટે પુરુષ માટે પણ હલકા શબ્દો નહિ વપરાય કે ? માટે પોતાની દુર્બલતાનો રોષ બીજા પર નાંખવા કરતાં પોતાની જ નબળાઇનું અવલોકન કરી તેનું સંશોધન કરવું એ જ ડહાપણભર્યું છે.

## સ્ત્રીશિક્ષણની આવશ્યકતા

સ્ત્રી એ સૃષ્ટિની માતા છે, એટલે તેની અજ્ઞાન દશા તો જગતને માટે, દેશને માટે ભારે શાપરૂપ ગણાય. નારીજીવનમાં

જ્ઞાનરૂપી દીપક પ્રકટ ન થાય ત્યાંસુધી જગતનો કે સમાજનો 'અન્ધકાર' કદિ દૂર થઈ શકે નહિ. બાળકને નવ મહીના સુધી પોતાના પેટમાં ધારી રાખનારી માતા છે, તેને જન્મ આપી ઉછેરનારી, પોષનારી માતા છે, માતાના જ ખોળામાં લાંબો વખત બાળક પળે છે, તેણીના જ અધિક સહવાસમાં તે મોટું થાય છે. એ જ કારણ છે કે માતાના સંસ્કારો બાળકમાં ઊતરે છે. માતા જો સુસંસ્કારશાલિની હોય તો બાળકના જીવનમાં સારા સંસ્કારો પડે છે. માતાનાં વિચાર, વાણી અને વર્તન ઉચ્ચ હોય તો તેનો સુન્દર વારસો બાળકને પ્રાપ્ત થાય છે. ઉચ્ચ માતાનું ઉચ્ચ વાતાવરણ બાળકને ઉચ્ચગામી બનાવે છે. સાચે જ, બાલક-બાલિકાના જીવન-વિકાસનો મુખ્ય આધાર માતા પર રહેલો છે. એટલે દરેક માતાએ પોતાને માટે, પોતાની ઓલાદને માટે, પોતાના કુટુમ્બ-પરિવારને માટે વિચારમાં, વાણીમાં અને વર્તનમાં ઉચ્ચ બનવું આવશ્યક છે. એના જ આધાર પર સમાજ તથા દેશના કલ્યાણનું મંડાણ છે. પણ આ ઉચ્ચતા કેમ સાંપડે ? ઉત્તમ શિક્ષણ વગર સાંપડે ? પાશ્ચાત્ય તત્ત્વવેત્તા સ્માઇલ્સ કહે છે—

"*If* the moral character of the people mainly depends upon the education of the home, then the education of women is to be regarded as a matter of national importance."

[illegible] લોકોનું નૈતિક ચારિત્ર જો મુખ્યત્વે ગૃહશિક્ષણ પર આધાર[illegible] રાખતું હોય તો સ્ત્રીશિક્ષણ એ પ્રજાકીય જરૂરી-

પરન્તુ એ યાદ રાખવાનું છે કે ખરું શિક્ષણ સદાચરણના સંસ્કારો સાથે પોતાના કાર્યક્ષેત્રમાં કુશલ થવામાં છે. મનુષ્ય બનવું એ પહેલું ભણતર છે. સાચું શિક્ષણ વિચાર અને આચારની સંસ્કૃતિમાં સમાયેલું છે. જીવનનું ઘડતર કરે તે શિક્ષણ.

બાળકનો એ સ્વભાવ હોય છે કે તે જેવું જુએ તેવું શીખે છે. બીજાની દેખાદેખી નકલ કરવા તે જલ્દી પ્રેરાય છે. ઘરમાં જેવું દેખે છે તેવું તેનું જીવન ઘડાય છે. ઘરના માણસોની બોલીચાલી અને વ્યવહાર હલકો અને ભદ્દો હોય તો બાળક પણ તેવું જ શીખવાનું. સ્કુલમાંથી ગમે તેવું સારું શિક્ષણ મળે, પણ ઘરની બુરી હવા આગળ તે રદ્દ થવાનું. સ્કુલ કરતાં ઘરનો સંગ તેને વધારે હોય છે, એટલે ઘરના આંગણામાં જે સંસ્કારો ઘડાય તે સ્કુલના શિક્ષણથી નહિ ઘડાવાના. બલ્કે સ્કુલના શિક્ષણમાંથી મળતા સદાચાર-પાઠોને ઘરની અજ્ઞાનપ્રવૃત્તિઓ ભૂંસી નાખવાની. ખરેખર, બાળકના જીવનવિકાસ માટે પહેલી અને ખરી સ્કુલ જે 'ઘર' ગણાય છે તે શિક્ષણસમ્પન્ન અને સદાચારવિભૂષિત હોવું જોઇએ. સ્માઇલ્સ કહે છે—

Home is the first and most important school of character. It is there that every human being receives his best moral training or his worst.

અર્થાત્—ચારિત્રની પહેલી અને ઘણી અગત્યની સ્કુલ 'ઘર' છે. દરેક માણસ સારામાં સારું નૈતિક શિક્ષણ યા ખરાબમાં ખરાબ ત્યાંથી મેળવે છે.

જ્ઞાનરૂપી દીપક પ્રકટ ન થાય ત્યાંસુધી જગતનો કે સમાજનો 'અન્ધકાર' કદિ દૂર થઈ શકે નહિ. બાળકને નવ મહીના સુધી પોતાના પેટમાં ધારી રાખનારી માતા છે, તેને જન્મ આપી ઉછેરનારી, પોષનારી માતા છે, માતાના જ ખોળામાં લાંબો વખત બાળક પળે છે, તેણીના જ અધિક સહવાસમાં તે મોટું થાય છે. એ જ કારણ છે કે માતાના સંસ્કારો બાળકમાં ઊતરે છે. માતા જો સુસંસ્કારશાલિની હોય તો બાળકના જીવનમાં સારા સંસ્કારો પડે છે. માતાનાં વિચાર, વાણી અને વર્તન ઉચ્ચ હોય તો તેનો સુન્દર વારસો બાળકને પ્રાપ્ત થાય છે. ઉચ્ચ માતાનું ઉચ્ચ વાતાવરણ બાળકને ઉચ્ચગામી બનાવે છે. સાથે જ, બાલક-બાલિકાના જીવન-વિકાસનો મુખ્ય આધાર માતા પર રહેલો છે. એટલે દરેક માતાએ પોતાને માટે, પોતાની ઓલાદને માટે, પોતાના કુટુમ્બ-પરિવારને માટે વિચારમાં, વાણીમાં અને વર્તનમાં ઉચ્ચ બનવું આવશ્યક છે. એના જ આધાર પર સમાજ તથા દેશના કલ્યાણનું મંડાણ છે. પણ આ ઉચ્ચતા કેમ સાંપડે? ઉત્તમ શિક્ષણ વગર સાંપડે? પાશ્ચાત્ય તત્ત્વવેત્તા સ્માઇલ્સ કહે છે—

"If the moral character of the people mainly depends upon the education of the home, then the education of women is to be regarded as a matter of national importance."

...શુદ્ધાં કર્તવ્યનું નૈતિક ચારિત્ર જો મુખ્યત્વે ગૃહશિક્ષણ પર આધાર...સંસાર હોય તો સ્ત્રીશિક્ષણ એ પ્રજાકીય જરૂરી-

પરન્તુ એ યાદ રાખવાનું છે કે ખરું શિક્ષણ સદાચરણના સંસ્કારો સાથે પોતાના કાર્યક્ષેત્રમાં કુશલ થવામાં છે. મનુષ્ય બનવું એ પહેલું ભણતર છે. સાચું શિક્ષણ વિચાર અને આચારની સંસ્કૃતિમાં સમાયેલું છે. જીવનનું ઘડતર કરે તે શિક્ષણ.

બાળકનો એ સ્વભાવ હોય છે કે તે જેવું જુએ તેવું શીખે છે. બીજાની દેખાદેખી નકલ કરવા તે જલ્દી પ્રેરાય છે. ઘરમાં જેવું દેખે છે તેવું તેનું જીવન ઘડાય છે. ઘરના માણુસોની બોલીચાલી અને વ્યવહાર હલકો અને ભદ્દો હોય તો બાળક પણ તેવું જ શીખવાનું. સ્કુલમાંથી ગમે તેવું સારું શિક્ષણ મળે, પણ ઘરની બુરી હવા આગળ તે રદ્દ થવાનું. સ્કુલ કરતાં ઘરનો સંગ તેને વધારે હોય છે, એટલે ઘરના આંગણામાં જે સંસ્કારો ઘડાય તે સ્કુલના શિક્ષણથી નહિ ઘડાવાના. બલ્કે સ્કુલના શિક્ષણમાંથી મળતા સદાચાર-પાઠોને ઘરની અજ્ઞાનપ્રવૃત્તિઓ ભૂંસી નાખવાની. ખરેખર, બાળકના જીવનવિકાસ માટે પહેલી અને ખરી સ્કુલ જે 'ઘર' ગણાય છે તે શિક્ષણસમ્પન્ન અને સદાચારવિભૂષિત હોવું જોઈએ. સ્માઇલ્સ કહે છે—

Home is the first and most important school of character. It is there that every human being receives his best moral training or his worst.

અર્થાત્—ચારિત્રની પહેલી અને ઘણી અગત્યની સ્કુલ 'ઘર' છે. દરેક માણુસ સારામાં સારું નૈતિક શિક્ષણ યા ખરાબમાં ખરાબ ત્યાંથી મેળવે છે.

પરન્તુ આજ સીનેમા, નાટક અને સહશિક્ષણના ઉદ્દામ વાતાવરણના પ્રચારમાં સંયમભાવના કેટલી ધવાઈ રહી છે! સ્વાભાવિક રીતે મન ચંચળ છે, એની ગજબનાક ચંચળતા ભલભલાને 'ચકડોળે' ચડાવે છે, તેમાં વળી ભળે આવાં (ઉપર જણાવ્યાં તે) ઉદ્દામ વાતાવરણ, એટલે પછી જીવનના સદાચારિત્વ પર કેવી આફત ઊતરી આવે!

ગૃહજીવનની અજ્ઞાન દશા, શિક્ષણાલયોનાં દૂષિત વાતાવરણ અને સત્સંગ તથા સદુપદેશની ખામી એથી આજની ઊછરતી પ્રજા કેવી આડે રસ્તે ઊતરી જાય છે! નાટક, હોટલ, છબીઘર આદિના શોખે તેમનું બળ હણાઇ રહ્યું નથી? શૃંગારિક વાંચનના છુરા નાદે તેમનું ખૂન ચુસાઇ રહ્યું નથી? વિલાસના દાસ બની વિલાસની શોધમાં આથડનારા, ઓહ! પોતાના જીવનની કેટલી કમબખ્તી કરે છે!

આ બધી દુઃખની વાત છે. સંયમસંસ્કારનો ઘાણ વળે એવા વાતાવરણમાં વિહરતી કોઇ પણ પ્રજા સત્ત્વશાલી બની પોતાનું તેજ ખીલવી શકતી નથી. કેવલ ધનાઢ્યતા અને મોજ-શોખ-વિલાસનાં સાધનોના થનથનાટથી કોઇ દેશનો અભ્યુદય શક્ય નથી. વ્યક્તિ, સમાજ યા રાષ્ટ્ર બુદ્ધિમાન્ હોય તોયે નૈતિક તેજ અને સંયમસંસ્કારનેખીલવીને જ, એના બળ પર જ, શક્તિશાલી અને ઓજસ્વી બની શકે છે અને પોતાની પ્રગતિ સાધી શકે છે.

## સ્ત્રીજીવનનું મહત્ત્વ

આજની કન્યાઓ આવતી કાલની માતાઓ છે. તેમને પુસ્તકીય જ્ઞાનની તો જરૂર છે જ, પણ ગૃહશિક્ષણની, માતૃત્વ-

શિક્ષણની અને સદાચારશિક્ષણની એથી યે વધારે જરૂર છે. વિદ્યા, શિક્ષણ અને સદાચાર; શીલ, સંયમ અને લજ્જા; બળ, હિમ્મત અને વિવેક; પતિભક્તિ, સેવા અને ડહાપણ એ રમણીની રમણીય વિભૂતિ છે, લલનાનું લલિત લાવણ્ય છે, સુન્દરીનું સુન્દર સૌન્દર્ય છે અને સતીસત્વનું સરસ સૌરભ છે. આવી ગૃહિણી એ ગૃહનો દીવો છે. એ જ ગૃહ છે–' गृहिणी गृहमुच्यते '. આવી મહામના ગૃહિણીને ઉદ્દેશીને જૈનાચાર્ય અમરચન્દ્રસૂરિજીએ કહ્યું હતું:—

" अस्मिन्नसारे संसारे सारं सारङ्गलोचना ।
यत्कुक्षिप्रभवा इंहो ! वस्तुपाल ! भवादृशाः ॥ "

અર્થાત્—આ અસાર સંસારમાં ગૃહિણીનું મહત્વપૂર્ણ સ્થાન છે કે જેની કુક્ષિમાંથી, હે વસ્તુપાલ, આપના જેવા રત્નો પેદા થયા છે.

મુનિવર ' જિનસૂર ' લખે છે કે:—

" संसारभारखिन्नानां तिस्रो विश्रामभूमयः ।
अपत्यं च कलत्रं च सतां संगतिरेव च ॥ "

અર્થાત્—સંસારભારથી ખિન્ન થયેલાઓને ત્રણ વિશ્રામભૂમિઓ છેઃ સુસન્તાન, સુકલત્ર અને સુસંગ.

શ્રાદ્ધગુણવિવરણમાં ' જિનમંડનગણિ ' કહે છેઃ—

" दक्षा तुष्टा प्रियालापा पतिचित्तानुवर्तिनी ।
कुलौचित्याद् व्ययकरी सा लक्ष्मीरिव वेश्मनि ॥ "

અર્થાત્—વિચક્ષણ, સન્તોષવતી, મધુરભાષિણી, પતિના

ચિત્તને અનુસરનારી અને ઉચિત રીતે ખરચ કરનારી એવી ગૃહિણી ગૃહમાં ઉપસ્થિત લક્ષ્મી છે.

આવી ગૃહિણીનાં ગૃહ–મન્દિર કેવાં પવિત્ર હોય ! આહાર-વિધિ, જલપાન, વસ્ત્રપરિધાન, જગ્યા અને રહેઠાણ એમનાં કેવાં સ્વચ્છ હોય ! પતિને આહ્લાદ આપવામાં એમની વિનય-ભક્તિ કેવી ઉજ્જવલ હોય ! કુટુંબપરિવારમાં એમની સમુચિત નમ્રતા તથા શિષ્ટતા–સભ્યતા અને સેવાવૃત્તિ કેવી સુવાસ પાથરનારી હોય ! ગૃહસ્થાશ્રમને સુખસમ્પન્ન બનાવવામાં સમયસૂચકતા અને ડહાપણ એમનાં કેવાં રૂડાં હોય ! એમનું આરોગ્યજ્ઞાન અને બાળ–ઉછેરની જાણકારી ગૃહપરિવાર તથા બાળબચ્ચાંઓને કેવાં લાભકારી નીવડે ! આ ઉપરાંત તેમનો સેવાભાવ સમાજ તથા દેશને કેટલો ઉપકારક થાય !

## રડવા–કૂટવાનો રિવાજ

પણ અજ્ઞાન દશાને લીધે સ્ત્રીવર્ગ હજુ અવનત દશામાં છે. એ જ કારણ છે કે તેમનામાં અનેક જાતના વહેમો, ઢોંગ અને ખોટા રીતરિવાજ ઘર કરી બેઠા છે. સારી બાબત મળતાં તેને જેમ સ્ત્રીઓ દૃઢતાથી વળગી રહે છે અને એ તેમનો જાતીય ગુણ છે, તેમ અન્ધશ્રદ્ધા, વહેમ અને ખોટી રીત–રૂઢિ કે રિવાજ, જે ઘૂસી ગયેલ હોય તેને હાંકી કાઢવાને બદલે તેને પણ ચુસ્તપણે વળગી રહેવામાં તેઓ પોતાની હોશિયારી અને પોતાનો ધર્મ સમજે છે. આ તેમનામાં મોટી ખોડ છે. અનાગ્રહપણે પોતાની વિચારબુદ્ધિથી સારા–નરસાનું પૃથક્કરણ તેમણે કરવું જોઇએ અને જે ખોટી બાબતો ઘરી ...

તેમના વિષેનું અવલોકન કરી તેમના નાશકારી પંજામાંથી જેમ બને તેમ શીઘ્ર છૂટી જવું જોઇએ. એ શાણપણ છે.

અજ્ઞાન, ઢોંગ અને વહેમથી ખરેખર ઓસમાજનું જીવનતત્ત્વ ચુસાઈ રહ્યું છે. હજુ પણ, આ નવયુગના રોશન જમાનામાં પણ તે વર્ગમાં રડવા–કૂટવાનો રિવાજ પ્રચલિત છે! મરનારની પાછળ બજાર વચ્ચે લાઇનબંધ ગોઠવાઈ છાતી ખોલી કૂટવું એ કેવી ખરાબ રીત છે! આ ભૂંડો રિવાજ ગુજરાત–કાઠિયાવાડ સિવાય બીજે ક્યાંય નથી. બીજા દેશવાળા ગુજરાત–કાઠિયાવાડમાં આવી છડેચોક ઓઓને છાતી કૂટતી જુએ છે ત્યારે તેમને બહુ અજાયબી ઊપજે છે. અમે જ્યારે ઉત્તર હિન્દમાં વિહરતા હતા ત્યારે ત્યાંના ગુજરાત–કાઠિયાવાડ જઈ આવેલા લોકો અમને કહેતા—

"મહારાજજી! હમને ગુજરાતમેં એક બડે મજેકા તમાશા દેખા!"

ત્યારે અમે તેમને પૂછતા કે "કહિએ! ક્યા દેખા?"

ત્યારે તેઓ કહેતા—

"વહાંકી ઔરતેં બાજારકે બીચમેં લાઈનસે ખડી રહ કર, છાતી ખુલ્લી કિયે હુએ ઇસ તરહસે હાથ ઊંચા ઊંચા કર કે કુટતી હૈં કિ ક્યા બતલાવે! સાથ હી સાથ રાગ–રાગનિયાઁ ભી અલાપતી જાતી હૈં ઔર પાવોંકે થપકે ભી દેતી જાતી હૈં। કઈ ઔરતેં ઈસ કલામેં અપની કુશલતા દિખલાને કે લિએ "પ્લેટફાર્મ" પર (આગે) આકર મુખ્ય પાર્ટ લેતી હૈં ઔર સબકો ચકાચૌંધમેં ડાલ દેતી હૈં।"

તેની સારસંભાળ લેવી કે તેને સહાયતા પહોંચાડવી દૂર રહી, પણ તેનું અચ્યુંપુચ્યું પણ આપટવા દોડ્યા આવવું એ કઈ જાતની માણસાઈ ગણાય ? દયાધર્મના હિમાયતીઓ આવા માનવદયા કરવાના પ્રસંગે નિષ્ઠુર વ્યવહાર આચરે એ તેમના દયાધર્મને લાંછન લગાડનાર નથી શું ? પૈસાની સગવડ હોય તો દારૂ કે ખર્ચમાં તેનું પાણી ન કરતાં તેનો ઉપયોગ જન-કલ્યાણનાં કાર્યમાં કરવો ઘટે.

[ આ પ્રથા પણ આજે નષ્ટપ્રાય થઇ ચુકી છે. ]

**આરોગ્ય અને સ્વચ્છતા**

આરોગ્ય માટે ચોખ્ખી હવા, શુદ્ધ ખોરાક, સ્વચ્છ જળ અને વસ્ત્ર, વાસણ વગેરે તથા ઘર–મકાનની ચોખ્ખાઇ જરૂરી છે. પણ દિલગીરીની વાત છે કે ગુજરાત–કાઠિયાવાડમાં એઠા-જૂઠાનો વિચાર બહુ ઓછો હોય છે. આ ગન્દાઇને લીધે તેઓ વગોવાય છે, બીજા દેશવાળા તેમની ટીકા કરે છે, તેમને હસે છે. ગોળામાં પાણી પીધેલા લોટા કે પ્યાલા પાછા એમાં બોળાય એ કેવું ગન્દાપણું ! એવા પાણીમાં અનેક માણસોનાં મોઢાંની લાળ અને છોકરાનાં નાકનાં લીંટ ભળવાનો સંભવ નથી ? આ ધાર્મિક દૃષ્ટિએ તો ખરાબ છે જ, પણ એનું વધુ બુરું પરિણામ એ આવે કે એથી ક્ષય, ખાંસી જેવા ચેપી રોગો પણ લાગૂ પડે. એઠા ભાત હાંડલામાં કે તપેલીમાં પાછા નંખાય, એઠી કરેલ રોટલી રોટલીના ભાજનમાં પાછી મૂકી દેવાય, કડછીમાં કઢી ચાખીને પછી એનીએ કડછી કઢીના વાસણમાં નંખાય, કાળાં મેશ જેવાં મસોતાંથી કામ

લેવાય, કોઈક મસળતાં પડખે બેઠેલ બાળકનું મોં-નાક સાફ કરી એવાનેએવા લીંટાળા હાથે ફરી કોઈક મસળાય-આવી આવી ગન્દાઈઓ લોકોનાં ઘરોમાં ઘૂસેલી છે એ ખરેખર શરમાવા જેવું છે.

ગન્દાઈ રાખી જીવોત્પત્તિ વધારવી એ જીવહિંસા કરવા બરાબર છે. સ્વચ્છતાના નિયમો પર ધ્યાન આપી જીવજન્તુઓ ઊપજવા ન પામે તેમ પહેલેથી જ યોગ્ય ગોઠવણ રાખવી એમાં અહિંસાધર્મનું પાલન છે.

### સુવાવડ

ખેદની વાત એ પણ છે કે સમાજમાં સુવાવડી તરફ એવી ઘૃણાદૃષ્ટિ રખાય છે કે તે બીચારીને તૂટેલા વાણનો ખાટલો અને સુવાવડ ખાતાનું રાખી મૂકેલું ગંધાતું ગાભા જેવું ગોદડું કે સાદડું આપે છે. જ્યાં ઉજાશ નથી, હવા આવવાની જગ્યા નથી એવી અંધારી કોટડીમાં તે ગરીબડીને પૂરવામાં આવે છે. આ કેટલી મૂર્ખાઇ ગણાય! વળી બીજી મૂર્ખાઇ એ પેસી ગઇ છે કે સુવાવડીની સુવાવડ કરવામાં પાપ મનાયું છે. ગજબ! "ત્રિશલા" માતા (ભગવાન્ મહાવીરનાં માતાજી) ની જેમણે સુવાવડ કરી તેમને પાપ લાગ્યું હશે કેમ? સુવાવડ એક જાતની માંદગી ગણાય; એવી માંદગીવાળીની સેવા-શુશ્રૂષા કરવી તે તો સેવાધર્મ છે, પરોપકારધર્મ છે, એ અનુકમ્પા છે અને એમાં પુણ્ય છે. આ વાત બહેનો સમજે, અને સાધુ-સાધ્વીઓ પણ ભલાં થઇને એવી સેવા ન કરવાની "બાધા" આપવાની ખટપટમાં ન પડે.

## નિન્દા-કુથલી

નિન્દા કે પારકી કુથલી કરવામાં સ્ત્રીઓને બહુ રસ પડતો હોય તેમ પ્રાયઃ જોવામાં આવે છે. પણ જેની નિન્દા-કુથલીમાં પડીએ તેને એથી કેટલું નુકસાન પહોંચતું હશે, તેને એથી કેટલું દુઃખ થતું હશે તેનો તો ખ્યાલ રાખવો જોઇએ ને ! નિન્દાના કેફમાં બીજાને ખોદવાની ભૂંડી ટેવને લીધે જ તેઓ ત્યાંસુધી વગોવાય છે કેઃ—

"ચાર મળે ચોટલા, કઈના વાળે ઓટલા."
"ચાર મળે ચોટલા, કઇના ભાંગે રોટલા."

કદાચ આ વધારે પડતી ઉક્તિ હોય. પણ પારકી નિન્દા-કુથલીમાં ન પડવા માટેનો જ એ ફટકો હશે.

પરનિન્દા એ બહુ પાપ છે. એવા "ચોવટના ચૌટા" માં ઊભા જ ન રહીએ. એવા ગન્દા વાતાવરણથી છેટા જ રહેવામાં કલ્યાણ છે. પોતાના દોષોને જાણીએ અને તેમને ધોવાના પ્રયત્નમાં ગૂંથાઇએ તો પારકી પંચાતમાં પડવાનો વખત જ શેનો મળે ? ડાહ્યા માણસની આ જ રીત છે. ગંભીરતાનો પાઠ શીખીએ અને પારકાની "ટીકા" થી પોતાના મોંને ન બગાડતાં મન મોટું રાખી ઉદારભાવે રહીએ. સર્વગુણી તો એક વીતરાગ દેવ છે. માણસ માત્ર અપૂર્ણ અને દોષિત છે. પછી કોની કોની નિન્દા કરતા ફરીશું ? આપણી નિન્દા કોઈ કરતું હોય ત્યારે પણ આપણે શાન્તિ રાખવી જોઇએ. કોઈના ગમે તેમ બબડવાથી માણસ કંઇ તેવો નથી થઈ જતો. કોઈના સારા-નરસા કહેવાથી કંઇ કોઈ સારો-નરસો નથી થઇ જતો. પરની

નિન્દા કરનાર, ઊલટું, પોતાનું ભોટું અગાડે છે અને તેને સમતાથી સહન કરનાર મોટો આત્મલાભ મેળવે છે. "કમ ખાના ઔર ગમ ખાના" એ સૂત્રધ્યાનમાં રાખી ગુસ્સાને વશ ન થતાં શાન્તભાવે વિહરીએ. પોતાનો અમૂલ્ય સમય બીજાને ઉખેડવામાં લગાવવો એના જેવી બીજી કોઇ મૂર્ખાઈ અને અધમતા જ ન હોય. ઘરના કામકાજથી નવરાશ મળતાં અને પરોપકારના કાર્યથી નિવૃત્ત થતાં 'સામાયિક' લઇ (ભગવદ્-ભજન યા આત્મભાવનામાં) બેસીએ અને તેમાં સારાં સારાં બોધદાયક અને જીવનપ્રેરક પુસ્તકો વાંચીએ. એ આત્મશાન્તિ મેળવવાનો સુન્દર માર્ગ છે. ઘરમાં રેંટિયો હોય તો કેવું સારું! રેંટિયાનો ઉપયોગ કરવામાં સમયનો સદુપયોગ છે, અને હાલના ગરીબ હિન્દમાં તો એની ઉપયોગિતા બહુ વધી ગઈ છે. એ પરોપકાર અને સેવાધર્મનું સાધન છે અને કમમાં કમ પોતાને સારુ સ્વાશ્રયીપણાનું એક અંગ છે.

## ખોટા ખર્ચા

"સીમન્ત" અને એવા બીજા પ્રસંગો આવતાં વહેમ યા રૂઢિને વશ થઇ ખોટા ખર્ચ કરાવવાને સ્ત્રીઓ ઉતાવળી થાય છે, પણ તે ખોટું છે. આજે બેકારી અને વેપારધન્ધાની વિષમ સ્થિતિ પર બહેનોએ ધ્યાન આપવું જોઇએ, અને વખત ઓળખી એવા ખોટા ખર્ચાઓની રીતો બંધ કરી દેવી જોઇએ. પૈસો મેળવવામાં આજે કેટલી હાડમારી ભોગવવી પડે છે એ પુરુષોનું મન જાણે છે, પછી ખોટા ખર્ચો અને નકામી જરૂરીઆતો રાખી ઘરની સ્થિતિને સંકડામણમાં મૂકવી એ મૂર્ખાઈ જ ગણાય ને! જેટલી જરૂરીઆતો વધારે એટલે

કીડાઓની હિંસાને ઉત્તેજન આપવું એ ઠીક ગણાય ? એ જાતનો મોહ બહેનો ન છોડી શકે ?

" હજારો રેશમી કીડા ઊકળતા પાણીમાં ઝીકી,
જુલમથી મારી લૂટેલું તણી દો રેશમી કપડું. "

સહુથી સરસ પોશાક શુદ્ધ ખાદી છે. ખાદીના પ્રચારથી દેશના ગરીબોને રોજી મળે છે, એથી દેશનો પડી ભાંગેલો ધન્ધો સજીવન થાય છે અને દેશના લાખો બેકારોને પેટ ભરવાનો રસ્તો સરળ થાય છે. ખાદીનું ધારણ અને ઉત્તેજન એ દયાધર્મનું તેમ જ દેશસેવાનું એક અંગ છે.

જે વસ્ત્રોની બનાવટની પાછળ જાનવરોની લાખો મણ ચરબી લગાવાતી હોય તેવાં નાપાક અને હિંસાપૂર્ણ વસ્ત્રો દયાધર્મના પૂજક માણસથી વપરાય ? જીવનના ઊર્ધ્વીકરણનો મુખ્ય આધાર સંયમ પર છે. સહુથી પહેલો સંયમ ખાવા-પીવામાં અને પહેરવામાં જોઇએ. એમાં જ " મીંડું " હોય તો આગળ કેમ ચલાય ?

### તપનો ઉદ્દેશ

તપનો ઉદ્દેશ શુદ્ધિ છે. તપ શુદ્ધિ માટે છે. કોની શુદ્ધિ ? અન્તઃકરણની શુદ્ધિ, વિચાર-વર્તનની શુદ્ધિ. આ જ, તપનો મુખ્ય હેતુ છે.

આપણે ઇશ્વરપ્રાર્થનામાં માંગીએ છીએ કે—

" असतो मां सद् गमय ! तमसो मां ज्योतिर्गमय ! "

અર્થાત્-હે પ્રભુ ! મને અસત્માંથી સત્માં લઇ જા ! અન્ધકારમાંથી પ્રકાશમાં લઈ જા !

આમ પ્રકાશની માંગણી પ્રભુની આગળ કરાય છે. પ્રકાશ મળતાં સત્ તરફની ગતિ સરળ થાય છે.

તપથી આપણે એ જ પ્રકાશ મેળવવા ઇચ્છીએ છીએ. આપણાં અજ્ઞાન, વહેમ, અન્ધશ્રદ્ધાને આપણે તપથી દૂર કરવા માંગીએ છીએ અને આપણા વિચાર તથા આચારની શુદ્ધિ કરવા ધારીએ છીએ. આટલા માટે જ તપ છે, અને એની સિદ્ધિમાં જ તપની સફલતા છે. અન્યથા તપ એક "લાંઘણ" જ બની જાય.

શાસ્ત્રકાર કહે છેઃ—

"कषायविषयाहारत्यागो यत्र विधीयते ।
उपवासं विजानीयात्, शेषं लङ्घनकं विदुः" ॥

અર્થાત્-કષાયો, વિષયો અને આહારનો ત્યાગ કરાય એનું નામ ઉપવાસ છે. બાકી તો "લાંઘણ" છે.

ઉપવાસનો અર્થ જ એ છે કે આન્તર શુદ્ધિમાં વસવું—આત્માના શુદ્ધભાવમાં વસવું.

આ હેતુ સમજ્યા વગર અજ્ઞાનપણે ઉપવાસો ઘણા થાય છે, પણ એ જીવનને લાભકારક નથી થતા. એટલું જ નહિ, તપસ્યાથી જે શારીરિક લાભ પહોંચવો જોઇએ તે પણ નથી સધાતો. કેમકે વિવેક વગરની તપસ્યાથી અને તપસ્યા પછી પારણાની વિધિ ન જાળવવાથી માણસ પોતાના શરીરને વધુ બગાડે છે. આજનું ઉપવાસચિકિત્સાનું વાઙ્મય જેમણે અવલોકયું હશે તેમને ખબર હશે કે વિવેકસમ્પન્ન ઉપવાસોથી યૂરોપ અને અમેરિકા વગેરે દેશોના કેટલાક માણસોએ

પોતાના જૂના વખતના રોગોને હાંકી કાઢી કેવું આરોગ્ય સંપાદન કર્યું છે.

વાતાવરણના ચક્કરમાં આવી જઈ, બીજાની દેખાદેખી, પોતાની શક્તિ અને સ્થિતિનો વિચાર કર્યા વગર માનપ્રતિષ્ઠા અને "વાહવાહ"ના લોભે ઉપવાસો ખેંચાય એનો કંઈ અર્થ નથી. આત્મશોધન અને દેહશોધન એમ ઉભય પ્રકારનું જીવનશોધન લક્ષ્યમાં રાખી જે તપ કરાય તે જ ખરો લાભદાયક તપ છે. "દ્વારકાની છાપ" મરાવવાનો મોહ મૂકી દઈ, પોતાના જીવનહિતનો વિચાર કરી તેને અનુકૂળ ઉચ્ચ વિવેક અને ભાવના સાથે તપ આચરવામાં કલ્યાણ છે. આવી તપસ્યા, જેમ શરીરનું શોધન કરી જૂના હઠીલા રોગોને નાબૂદ કરે છે અને ઘણા વખતની શારીરિક ફરિયાદનો અન્ત લાવે છે, તેમ મન અને અન્તઃકરણના રોગો, જેવા કે દુષ્ટ વિચારો, કુસંસ્કારો, ખોટી ટેવો અને દુર્વાસના તેમને દૂર કરી ચારિત્રમય આત્મિક સ્વાસ્થ્યને સર્જે છે.

આમ તપની ઉપયોગિતા અને લાભકારકતા આપણે સમજીએ; અને ખોટા વહેમના પંજામાંથી છૂટી જઇ, ભૌતિક લોલુપતાને દૂર કરી, પોતાની વિચારભૂમિને સંસ્કારી, વિવેકદૃષ્ટિને ખીલવી, મનોબળને કેળવી ઉચ્ચ ધ્યેય અને શ્રેષ્ઠ પરિણામની જ્વલન્ત ભાવનાના આધાર પર જીવનવિકાસનાં સાધનોનો લાભ ઉઠાવીએ.

### વ્યાયામ અને અંગખિલવણી

પુરુષોની જેમ સ્ત્રીઓને પણ અંગખિલવણીની એટલી જ જરૂર છે. પૂર્વકાળની કુમારીઓ તથા મહિલાઓની શક્તિનાં-

વર્ણન વાંચીએ છીએ, ત્યારે આજની કમજોર કુમારીઓ તથા સ્ત્રીઓની નિર્બળ દેહલતા પર ખરે જ દિલગીરી છૂટે છે. પરિણામે જેવી ભૂમિ તેવો પાક થાય એમાં નવાઈ શી ? ગામડાંની સ્ત્રીઓ કણબણો, પટેલણો, ભરવાડણો વગેરે આજે પણ જુઓ કેવી હઠ્ઠીકઠ્ઠી હોય છે, કેવી મજબૂત, બલાઢ્ય અને પાણીદાર હોય છે. ઘરનાં કામકાજ–રાંધવું, દળવું, ખાંડવું, ભરડવું, ધોવું, પાણી ભરવું વગેરે પોતાને હાથે કરવાં એ સ્ત્રીને સારુ સારામાં સારી કસરત છે. એનાથી ઘરની સુવ્યવસ્થા જળવાય છે અને પોતાના શરીરને કસરત મળવાથી આરોગ્ય તથા બળ સધાય છે. ખાઈ પી બેસી રહેવાથી શરીર પીળું–પોપલું બની જાય છે. એશઆરામમાં પડી રહેવું અને વિલાસીપણું એ શારીરિક બળ તથા નૈતિક જીવનને હાનિકારક છે. તાકાત અને સ્ફૂર્તિ, બળ અને ઓજસ્ આવે છે શ્રમથી. શ્રમ એ જીવનનું રસાયણ છે. ઉલ્લસિત મનથી શ્રમશીલ બનવું એ વ્યક્તિ અને સમૂહ માટે ખૂબ હિતાવહ છે. સ્ત્રી શું માયકાંગલી રહેવા સરજાયેલી છે ? સ્ત્રીમાં હિમ્મત, શૌર્ય અને સ્પિરિટ નહિ હોય તો એવી નમાલી સ્ત્રી પોતાના ઘરને લજવશે, પોતાના પતિને લજવશે અને તેનું પોતાનું શીલ હમેશાં ભયમાં રાખશે. બળવાન્ અને બહાદુર સ્ત્રી દેશનું ઉજ્જ્વળ મુખ છે અને પોતાની ચારિત્રરશ્મિથી આખા દેશને પ્રકાશમાન બનાવે છે.

### ભારતની પ્રાચીન નારીવિભૂતિ

જે કૈકેયી ૭૨ કળાઓમાં કુશલ હતી અને પોતાના પતિ રાજા દશરથની સારથિ બનીને સમરાંગણમાં તેને વિજય

સાધવામાં સહાયક બની હતી; જે સીતા રાવણ જેવા ભયંકર મદોન્મત્ત રાક્ષસથી પણ ભયભીત નહોતી થઇ; અને જે દ્રૌપદીએ 'જયદ્રથ' રાજાને ધક્કો મારી નીચે પાડી દીધો હતો તેમનાં પરાક્રમ કેવાં હશે! બહેનો! તમે પણ એ જ માતાઓની પુત્રીઓ છો. પછી તમારામાં નબળાઈ કેમ? એ ચારિત્રવતી માતાઓનું આત્મતેજ તમારી અન્દર પણ ભર્યું છે. ફક્ત ઉત્સાહ અને હિમ્મત જે તમારામાં મૃતપ્રાય બની ગયાં છે તેમને પુનઃ સજીવન કરવાની જરૂર છે. ઉઠો! અને તમારી ફરજ વિચારો! એ મહાન્ મહિલાઓના પુનિત પંથે ચાલી તમે દેશનું અને ધર્મનું ગૌરવ વધારી શકો છો. વીરાંગના બની વીરમાતા બની શકો છો. ઉંદરો તો ઉંદરડીઓમાંથી અને ગુલામો ગુલામડીઓમાંથી પેદા થાય. બહાદુર **નેપોલિયન** કહે છે કે મને વીરતાનો પાઠ ભણાવનાર મારી માતા છે. જ્યારે જ્યારે કોઈ દેશની ઉન્નતિ થઇ છે તેમાં આદિ કારણ તરીકે નારીશક્તિના પ્રભાવે કામ બજાવ્યું છે. વૈદિક હિન્દુ-ધર્મમાં 'ગાર્ગી', 'મૈત્રેયી' વગેરે મહામના મહિલાઓનાં નામ પ્રખ્યાત છે. જે યાજ્ઞવલ્ક્ય જેવા મહર્ષિ સાથે આધ્યાત્મિક જ્ઞાનચર્ચા ચલાવે છે તે વિદુષી 'ગાર્ગી'નું શ્રીજીવન જ્ઞાનાલોકથી કેટલું ઝગમગતું હશે! 'ગાન્ધારી' રાજસભામાં આવી 'મહાભારત' યુદ્ધ માંડવું કે કેમ એ પ્રશ્નની ચર્ચાપ્રસંગે પોલિટિકલ મેટરમાં ભાગ લે છે અને પોતાના પુત્ર 'દુર્યોધન' ને યુદ્ધ ન કરવા માટે ઉપદેશ આપે છે. 'સ્થૂલભદ્ર' મહાત્માની બહેનો યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદિન્ના સેણા, વેણા અને રેણા એવી બુદ્ધિશાલિની અને વિદ્યાભ્યાસ-સમ્પન્ન હતી કે પહેલીને એક વાર સાંભળતાં, બીજીને બે વાર,

ત્રીજીને ત્રણ વાર, એમ છેલ્લીને સાત વાર સાંભળતાં શ્લોકો યાદ રહી જતા હતા. આજે સ્ત્રીજીવનની કઇ દશા છે! તેને તુચ્છ, અજ્ઞાન, દુર્બળ અને એક પ્રકારનું 'મશીન' સમજી તેની જે અવગણના થતી આવી છે તેનું પાપ દેશને માથે ઓછું નથી ઊતર્યું. જો કે દેશની આઝાદીના યુદ્ધમાં મહિલાઓ પોતાની શક્તિનો સરસ પરિચય દેખાડે છે અને તેમના ત્યાગ, તેમની સેવા, તેમની હિમ્મત અને તેમની સહિષ્ણુતા દેશની રાષ્ટ્રીય હિલચાલમાં સુન્દર રંગ પૂરે છે, છતાંય પોતાને અબળા માનનારી અસંસ્કૃત વ્યક્તિઓ દેશના ચારે ખૂણામાં મોટી સંખ્યામાં છે. અને, જ્યાં 'પડદા' નો ખાસ રિવાજ છે ત્યાંની અબળાઓની દુર્દશાનું તો પૂછવું જ શું? એ સમ્બન્ધમાં મને એક કિસ્સો યાદ આવે છે તે પણ કહી દઉં. એક ગૃહસ્થ સ્ટેશન પર પોતાના ઓળખીતા ભાઇને કહે છે કે 'ભાઇ, આ પાંચ ટ્રંક છે, જરા ધ્યાન રાખજો, હું ટિકિટ લઇ આવું.' ત્યારે પેલો ભાઇ કહે છે કે 'મહેરબાન, પાંચ ક્યાં છે, આ તો ચાર છે?' ત્યારે એ ગૃહસ્થ મોં મલકાવી બોલ્યાઃ 'ચાર ટ્રંક યે ઔર પાંચવાઁ ટ્રંક યહ મેરી ઔરત!' હાય! સ્ત્રીને પણ એક ટ્રંકની જેમ સાચવવી પડે એ કઇ હદની દુર્બલતા! એને ઢીંગલી-પૂતળી સમજવી કે!

મતલબ કે ભારતનું વર્તમાન નારીજીવન અધિકાંશ અસંસ્કૃત દશામાં છે, અને એ દેશની કમનસીબી છે. પરન્તુ કન્યા-શિક્ષણની દિશામાં આજે દેશમાં સારી જાગૃતિ આવી છે અને તે માટેની પ્રવૃત્તિ પણ જોર પકડતી જાય છે. પણ શિક્ષણ

આત્મજીવનવિકાસની ભાવનાને શોષક ન બનતાં પોષક બને એવું પ્રેરક તત્ત્વ શિક્ષણપ્રક્રિયા સાથે યોજાવું જરૂરી છે.

બિલ્કુલ નિશ્ચિત વાત છે કે નારીવિભૂતિ એ દેશની વિભૂતિનો પાયો છે અને દેશની ઉન્નતિનાં મંડાણ એના ઉત્કર્ષ પર અવલમ્બિત છે. નિઃસન્દેહ, એની આત્મસત્તામાં એક એવી વિલક્ષણ શક્તિ છુપાયેલી છે કે જેનો સમુચિત વિકાસ થાય તો તેના આધાર પર આખા રાષ્ટ્રનું ઉત્થાન થઈ શકે. એક વિદ્વાનના શબ્દો છે:—

"The band that rocks the cradle rules the world"

અર્થાત્—જે સુકુમાર હાથ પોલણામાં બચ્ચાંને ઝુલાવે છે, તેમાં જગતનું શાસન કરવાની શક્તિ પણ મોજૂદ છે.

[ આ સ્ત્રીજીવનની વિકાસદિશામાં પુરુષજીવનની વિકાસદિશા પણ સમાયેલી છે. ]

વિ. સં. ૧૯૯૦

(૧૧)

## ધર્મની સમજ

—x—

**પ્રારંભિક સદ્વચન**

(૧) જીવન અનન્ત છે, પણ અત્યારસુધીનું આપણું જીવન કલુષિત અને દુઃખી રહ્યું છે. અજ્ઞાન અને તૃષ્ણાની હાલતમાં આપણે દુઃખો જ જોયાં છે, મોહ અને તૃષ્ણામાં જીવનાર, એમાં જીવન પૂરું કરનાર, એવું જીવન જીવી ચાલી નીકળનાર જીવ પાછાં નવાં દુઃખોની પરંપરામાં પટકાતો રહેવાનો. ભૂતદયા, વિશ્વમૈત્રી અને સદ્વર્તન એ જ એક અખંડ શાન્તિનો તેમ જ પરલોકને સુધારવાનો માર્ગ છે. આત્મવાદ કે ઇશ્વરવાદ કેવલ બોલવામાં નહિ, પણ વર્તનમાં–જીવનવ્યવહારમાં જ્યારે ઝળકે ત્યારે જ સાચા આસ્તિક (સાચા આત્મવાદી કે ઇશ્વરવાદી) થઇ શકાય. અને અનીતિ–અન્યાય–અસત્યનાં અનાચરણો–પાપોને પોતાના જીવનમાં **નાસ્તિ** કરી દેનાર સાચો ભાગ્યવાન્ નાસ્તિક છે. આવો જ આસ્તિક અથવા આવો જ નાસ્તિક પોતાનું કલ્યાણ કરી જાય.

(૨) "आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्।"

(મહાભારત)

અર્થાત્ પોતાને અપ્રિય હોય તે બીજાને ન કરવું. પોતાને દુઃખ અપ્રિય છે, કોઇ પોતાને ઇજા કરે, અન્યાય કરે, પોતાની નિન્દા કે પોતાનું અપમાન કરે તે પોતાને અપ્રિય છે આમ દુઃખ, પીડન, નિન્દા, અપમાન, અન્યાય પોતાને અપ્રિય છે તેમ બીજાને પણ અપ્રિય છે. માટે પોતાને અપ્રિય તે બીજાને ન કરવું. સાવ સાચું છે કે—

ભલું કરીશ, ભલું થશે.
બુરું કરીશ, બુરું થશે.

(૩) કોઇના ઉપર દ્વેષ ન રાખ. કોઇની ક્ષુદ્ર વૃત્તિથી નિન ન કર. કોઇનું બુરું ન ચિંતવ. જેઓ તારા વિરોધી કે નિન્દક હો તેમની તરફ પણ દુષ્ટ કે રૂષ્ટ ન બન. જેમ પાગલ કે સન્નિપા રોગથી ઘેરાયેલા માણસના લવારાને કોઇ ધ્યાનમાં લેતું નથી, તેમ તેવા અજ્ઞાન માણસો અજ્ઞાનરોગથી આક્રાન્ત બનેલા હોઇ તેઓ શું કરી રહ્યા છે એની તેમને ગમ હોતી નથી. માટે તેઓ ખરી રીતે દયાપાત્ર છે. તેવાઓના ઉદ્ધત પ્રલાપ કે દૌર્જન્યપૂર્ણ વર્તન તરફ રોષ રાખવો ન ઘટે. તેમનું પણ ભલું ચાહીએ અને પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપે એવી જ ભાવના પોષીએ. વેરથી વેર વધે છે. તેનું વહેણ ભવાન્તરમાં પણ સાથે આવે છે અને એની ભીષણ આગમાં અનેક જન્મો સુધી સળગતા રહી બહુ બહુ દુઃખોમાં પટકાવું પડે છે. ઉદાત્ત માનવતા (સાચી માણસાઇ) ક્ષમા-જલથી વેરને ધોઇ નાંખવામાં છે. ધીર, ગંભીર, સહિષ્ણુ અને ઉદાર બની મનને મીઠું ને નિર્મળ રાખવામાં જ સાચો પુરુષાર્થ છે. કલ્યાણસાધનની એમાં જ કસોટી છે. જાગ્રત્ અને સક્રિય અહિંસા એ જ જીવનનું અમૃત છે.

(૪) બધાયને એક દિવસે એ રસ્તે જવાનું જ છે. મોત ક્યારે આવશે એની કોઇને ખબર નથી. માણસ અનેક તરંગી મન-

મુખ્ય ધડવામાં પરોવાયેલો રહે છે, વ્યર્થ વિકલ્પ-કલ્પનામાં ઘૂમતો રહે છે, પણ કાળનો ફટકો લાગતાં એ બીચારાને અણધાર્યું ઊપડી જવું પડે છે અને 'બધું' અહીં રહી જાય છે. દુનિયાની ખોટી આળપંપાળ મૂકી દઈ જીવન કેમ સુધરે એ તરફ ધ્યાન આપવું જરૂરનું છે. જીવન સુધરે તો પરલોક સુધરે. જીવન સુધરે સ્વાર્થ-મોહ, બુરી ટેવ અને દુરાચરણને દૂર કરવાથી અને સત્ય, સંયમ તથા સેવાના પુણ્ય પથ પર વિહરવાથી.

(૫) નબળાઓ આત્માને પામી શકતા નથી એમ પુરાતન ઋષિ બોલી ગયા છે. લૌકિક કે લોકોત્તર વિકાસમાં બળની કેટલી આવશ્યકતા છે એ સહુ જાણે છે. બીકણ અને કાયર રહેવું નહિ. પાલવે બળ અને ઓજસ્‌ને ખીલવીએ અને કુશલ કર્મોમાં એનો ઉપયોગ કરીએ. અસ્તુ.

ઉપક્રમ

એ વાત ખુલ્લી જ છે કે મનુષ્ય માત્રને, પ્રાણી માત્રને સુખ જોઈએ છે. એ જ તેનું એક માત્ર મુખ્ય અને અન્તિમ ધ્યેય છે. એની પ્રાપ્તિની ભાવનામાંથી ધર્મભાવના જાગરિત થઈ છે. દુનિયાના સર્વ ધર્મો જગતને સુખ આપવા માટે પોતાનું અસ્તિત્વ બતાવી રહ્યા છે. દરેક ધર્મ તેની ઉપાસના કરવામાં સુખ–શાન્તિનો લાભ થવાનું ઉદ્ઘોષે છે. આમ છતાં આપણે સ્પષ્ટ જોઈએ છીએ કે ધર્મના ઝઘડાઓએ દુનિયાનું વાતાવરણ કેવું ડોળી મૂક્યું છે. વિચાર કરવાની વાત છે કે સુખ–શાન્તિના ઉદ્દેશે નીકળેલા આ પ્રસરેલા ધર્મ-માર્ગોથી દુનિયાની સુખ-શાન્તિમાં વધારો થવો જોઈએ કે ઘટાડો થવો જોઈએ ? એક સંસ્થાનો જે ઉદ્દેશ હોય તે એક સંસ્થાથી જેટલો સધાય, તેના કરતાં તે ઉદ્દેશવાળી અનેક સંસ્થાઓથી તે વધારે સધાય એ ખુલ્લું છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે સુખ-શાન્તિનો પ્રચાર કરવા નીકળેલા ધર્મના આટ–આટલા પંથોથી સુખશાન્તિને બદલે આટલું ક્લેશવાતાવરણ કેમ ! શાન્તિપ્રચારને બદલે આટલો અશાન્તિપ્રચાર કેમ ? ઊંડુ તપાસતાં જોઈ શકાશે કે સુખશાન્તિના પ્રચારની પવિત્ર ભાવના કરતાં, ધર્મ–પન્થની પાછળ સંકુચિત સાંપ્રદાયિક વાતાવરણ વધારે ફેલાયેલું હોય છે. એનું જ એ પરિણામ આવે છે કે સુખ-શાન્તિનો સાચો પ્રચાર કરવાનું એક બાજુ રહી જાય છે અને સાંપ્રદાયિક સંકુચિત દૃષ્ટિને લીધે મજહબી વ્યામોહમાં પડી જઈ મજહબી મહિમાને વધારવાના કામમાં ખૂંચી જવામાં આવે છે. આવી સ્થિતિ જ્યાં પ્રવર્તતી હોય, તે ધર્મોથી જગતને

ખરી સુખ-શાન્તિ સાંપડવી અશક્ય છે. આવી મનોદશાવાળા ધર્મો કે સંપ્રદાયો જેટલા વધારે હોય, તેટલી વધારે દુનિયાને, શાન્તિ નહિ પણ અશાન્તિ સાંપડે એ ખુલ્લું છે.

લોકોમાં વાસ્તવિક જ્ઞાન-શિક્ષણ બહુ ઓછું છે, અને ધર્મના "ઠેકેદારો" ભોળી પ્રજાની અજ્ઞાન દશાનો ગેરલાભ લઈ પોતાની જોહુકમી સત્તાના વૈભવનો ભોગવટો સાચવી રાખવા તે ભોળાઓને પોતાના સંપ્રદાયના 'સાંકડા ઓરડા'-માં જ પૂરી રાખવાના પ્રયત્નો સેવી રહ્યા હોય છે. જગતમાં સુધારા જેમ પંડિતોએ કર્યા છે તેમ બગાડા પણ તેમનાથી થયા છે. થોડીઘણી પંડિતાઈના બળ પર પોતાના "વાડા"-ના માણસોને આંજી-ભોળવી-બહેકાવીને તેમને તેમાંનેતેમાં જ ગોંધી રાખવાની તેમની મનોદશા હોય છે. એટલે આવા "પંડિતો" યા ધર્મના "ઠેકેદારો" થી પ્રજાના આધ્યાત્મિક વિકાસનાં દ્વાર રુંધાઈ જાય છે. ધર્મના 'ઠેકેદારો' ની આવી સંકુચિત મનોવૃત્તિઓ, વિવેકહીન સ્થિતિચુસ્ત મનોદશાઓ અને સ્વાર્થપૂર્ણ વાસનાઓ જ ધર્મજગતમાં બખેડા વધારી મૂકે છે અને પ્રજામાં અશાન્તિનો ઉકળાટ ફેલાવે છે. આના પરિણામે એ બને છે કે ભાવનાવાદી વર્ગ ઉશ્કેરાઈ જાય છે. તેમને 'ધર્મસંસ્થા' તરફ ચીડ ચડે છે અને તેમનાં ઊકળી ગયેલાં માનસ ધર્મને જ દુનિયાની અશાન્તિ અને દુર્ગતિનું મૂળ સમજવા લાગે છે. રૂસમાં લેનિનને કહ્યું હતું કે "ધર્મ લોકોને માટે અફીણ સમાન છે. 'ધર્મ' દ્વારા મનુષ્યસમાજ પર ઘોર આધ્યાત્મિક અત્યાચાર થાય છે અને અનિષ્ટ ફેલાય છે."

હિન્દુઓનું રાજ્ય હતું ત્યારે એક વખતે તેમણે ધર્મના અનુની—

નશામાં બૌદ્ધો પર ત્રાસ વર્તાવવામાં મજા ભોગવી હતી. બૌદ્ધોએ પોતાના ઝનૂની આવેશમાં બીજાઓ તરફ ક્રૂરતા ધારણ કરી હતી. ઔરંગઝેબના ધર્મઝનૂને ગુરુ ગોવિન્દસિંહના બે સુકુમાર બાળકોને જીવતા જ દીવાલમાં ચણી દીધા હતા સન્ ૧૫૫૫ માં ઇંગ્લેંડની શાસિકા '**મેરી**' જે ઇસાઇ ધર્મના પુરાણા ઉસૂલોને માનવાવાળી કેથોલિક હતી, તેણીએ ધર્મઝનૂનના ઘોર આવેશમાં પરિવર્તનવાદી પ્રોટેસ્ટેન્ટોને ધર્મદ્રોહી સમજી હુથર, રોજર્સ, ફેરાર, ક્રેનમર, લેટિમર, રિડલે વગેરે મુખ્ય મુખ્ય પ્રોટેસ્ટેન્ટ નેતાઓને ધગધગતી આગમાં હોમાવી દીધા હતાં. આ તો એક દિશા માત્ર છે. ધર્મના ઝનૂની નશાએ દુનિયામાં જે કાળો કેર વર્તાવ્યો છે, જે ભયંકર અત્યાચાર ચલાવ્યા છે તેનું જ્યારે જ્યારે સ્મરણ થઇ આવે છે ત્યારે હૃદયની વેદના ફરી ફરી જાગરિત થાય છે. આવી ઝનૂની નશાખોરી જે કોઇ ધર્મમાં થોડી-ઘણી ઘૂસવા પામે છે, પછી તે 'ધર્મ' પવિત્ર રહેતો નથી અને જગતને લાભકારક નીવડતો નથી. આવી નશાખોરીનું દુષ્પરિણામ એ આવે છે કે ધર્મના નામ નીચે કટ્ટર અધર્મનો માર્ગ લેવાય છે અને ધર્મની પૂજાને બદલે અધર્મની પૂજા થવાથી ધર્મના સાચા તેજને મોટો ધક્કો પહોંચે છે.

ત્યારે, ધર્મ એ વાસ્તવમાં શી વસ્તુ છે? એ પ્રશ્ન સહેજે ઊભો થાય છે અને એના ખુલાસા પર જ ધર્મની ઉપયોગિતા પરત્વે સમજવાનું રહે છે.

**ધર્મ શું છે?**

ધર્મ એ વસ્તુતઃ હૃદયની અથવા જીવનની વસ્તુ છે. કોઇ

પણ માણસને એક ધર્મમાં(સંપ્રદાયમાં)થી બીજા ધર્મ (સંપ્રદાય)-માં ફેરવવો એ એક વાત છે અને એના જ ધર્મમાં એને રહેવા દઈ એને ધર્મનાં શુદ્ધ તત્ત્વોનો અનુગામી બનાવવો એ બીજી વાત છે. કોઈ પણ માણસ પોતાના ધર્મમાં (સંપ્રદાયમાં) રહી બુરાઈ અને પાપોને છોડે અને સદાચારના માર્ગે ચાલે તો પોતાનું કલ્યાણ ન સાધી શકે? સાંપ્રદાયિક મોહને વશ થઈ બીજાઓને પોતપોતાના સંપ્રદાયના ઝભ્ભા પહેરાવવાનું જ્યારે વધી પડે છે ત્યારે પ્રજાના શાન્તિમય જીવન પર અશાન્તિનાં વાદળ ઘેરાવા માંડે છે. ધ્યાનમાં લેવાની જરૂર છે કે સંપ્રદાયના ઝભ્ભા પહેરાવ્યા વગર કોઈને સાચા પુણ્ય પથ પર શું નથી લાવી શકાતો? દાખલા તરીકે, કોઈ પારસી ભાઈ કે મુસલમાન ભાઈ પોતાના મજહબમાં રહી પશુહત્યાદિ બદીઓને છોડે અને અહિંસા, સત્ય, સંયમ, અનુકંપા, પરોપકાર અને સેવાભાવના પવિત્ર માર્ગે ચાલે તો તે પોતાનું આત્મકલ્યાણ શું નહિ સાધી શકશે? જરૂર સાધી શકશે. આવો સદાચરણી માણસ, હિન્દુ હોય તો તેને મુસલમાનો સાચો 'મુસલમાન' સમજે અને આવો સદાચરણી માણસ, મુસલમાન હોય તો તેને હિન્દુઓ સાચો 'હિન્દુ' સમજે તો દેશમાં ભાઈચારાનું કેવું સરસ વાતાવરણ પથરાય? અને દેશનું કેટલું ભલું થાય?

ધર્મની સાધના છે સાચા માણસ—ખરા ઈન્સાન બનવામાં, બધા ઈશ્વરના બાળ છે એમ સમજી બધા સાથે બન્ધુભાવ, મૈત્રીભાવ કેળવવામાં, નહિ કે ધાર્મિક સંકુચિતતાના આવેશને વશ થઈ અરસપરસ ટંટા-બખેડા કે મારામારી કરવામાં. મજહબી ઉન્મત્ત ઝનૂન ખોટું છે, પાપ છે અને વૈયક્તિક

તેમ જ સામાજિક હિતનું ઘાતક છે એ સમજી જવાની બહુ જરૂર છે. ધર્મો અર્થાત્ સંપ્રદાયો તો સત્યને, માનવધર્મને શીખવાની શાળાઓ છે. એ શાળાઓ પૈકી કોઈની અન્દરથી પણ માણસ જો સદાચરણને શીખે, વિશ્વમૈત્રીના પાઠ પઢે તો તે શાળા ( મજહબ ) તેને આશીર્વાદરૂપ છે; અને એમ ન કરતાં મજહબના-ધર્મના નામે ખોટો અહંકાર પોષે અને ઘમંડ રાખી ઝઘડા કરે તો એ મૂર્ખાચરણ એના જીવનની અધોગતિ કરનાર છે. કોઈ પણ **મજહબનો બિલ્લો** નહિ ધરાવનાર માણસ પણ જો સત્યવાદી અને સદાચરણી હશે તો તે સાચો ધર્મી છે; અને ઇશ્વરમાં ન માનવાવાળો છતાં ઇશ્વરના સદુપદેશ પ્રમાણે ચાલતો હોવાથી ઇશ્વર એને પોતાનો ભક્ત સમજે છે, અથવા ઇશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તતો હોવાથી એ ઇશ્વરભક્ત છે; અને પરલોકમાં ન માનતો હોય તોયે એ પોતાના સદાચરણના બળે સારા પરલોકને ( સુગતિને ) પ્રાપ્ત કરે છે-જેમ પરલોકને ન માનનાર ( ન માનવા છતાં ) પોતાનાં દુષ્કૃત્યોને લીધે ખરાબ પરલોકમાં જઈ પડે છે તેમ.

આમ ધર્મનો મૂળ માર્ગ અથવા ધર્મનું અસલી તત્ત્વ દુનિયાભરને સારુ એક જ છે, જેને સાધવા માટે રીત-રિવાજો કે કર્મકાંડો ભલે નોખાંનોખાં હોય. એ નોખાં હોવાથી ધર્મ કંઈ એક મટી બે કે એથી અધિક ન થઈ શકે. સાધ્ય એક હોવા છતાં એને સાધવામાં ઉપયોગી થનાર સાધનો અનેક નથી હોતાં ? તેમ ધર્મતત્ત્વને સાધવામાં મદદભૂત બાહ્ય ( ક્રિયાકાંડાદિ ) વ્યવહારો, વ્યાપારો નોખા નોખા હોય, એથી ધર્મ જુદા જુદા કેમ કહી શકાય ? સંપ્રદાયો ભિન્ન-ભિન્ન હોય

પણ ધર્મ ભિન્ન-ભિન્ન નથી. ભિન્ન-ભિન્ન સંપ્રદાયની રીતભાત ભિન્ન-ભિન્ન હોઇ શકે (હોય જ); પણ એનાથી સાધવાની જે ધર્મવસ્તુ છે તે તો એક જ છે-સમગ્ર માનવજાતિને માટે, અને તે, ઉપર કહ્યું તેમ સત્ય-સદાચરણ અને તે દ્વારા ચિત્તનું શુદ્ધીકરણ. પોતપોતાના સંપ્રદાયનાં ક્રિયાકાંડ અને વિધિવિધાન ચિત્તના શોધન અને જીવનને સદાચરણી બનાવવાં માટે છે. આ પરિણામ લાવે તો એ (વિધિવિધાન અને ક્રિયાકાંડ) સફળ, નહિ તો નિષ્ફળ. આમ સાધ્ય-સાધનનાં વિવેકની જીવનની વિકાસક્રિયામાં ખૂબ જરૂર છે.

## દર્શનશાસ્ત્રોનો મુખ્ય આદર્શ અને એમના મૂલ સિદ્ધાન્તોનો સમન્વય

પ્રાચીન દર્શનશાસ્ત્રોએ પદાર્થવ્યવસ્થાની મીમાંસામાં તાર્કિક ચર્ચાઓ ખૂબ રેલાવી છે, પણ એમના ઉત્થાનનું બીજ નિઃશ્રેયસસિદ્ધિનો આદર્શ છે, જેનો એ શાસ્ત્રોના પ્રારંભમાં પ્રથમ જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેઓ પોતે એ પણ સંપૂર્ણ સ્વીકાર કરે છે કે એ સિદ્ધિનો સીધો માર્ગ જીવનસાધના છે, ન કે પદાર્થોના અસ્તિત્વમાં ખાલી માનવાપણું. દાર્શનિક પદાર્થ-ચર્ચાનું અરણ્ય બહુ ગહન અને અતિવિકટ છે. દુર્ગમ અને અતીન્દ્રિય પદાર્થો જો તર્કબળથી નિશ્ચિત થઇ શકતા હોત તો આટલા કાળે જગતના પ્રૌઢ વિદ્વાનોએ તે પદાર્થોનો નિર્ણય ક્યારનોયે કરી નાખ્યો હોત. એટલે મુદ્દાની વાત એક જ છે. અને તે જીવનસાધના. એના વગર વાદચર્ચા કે તર્કપરંપરાના બળથી પ્રકાશ ન મળે. દૃષ્ટિને ઉજ્જ્વલિત કરે છે જીવનસાધના અને એનું વિકાસગામી બળ દિવ્ય તત્ત્વ પર

પ્રકાશ વેરે છે. એનાથી જ भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः. એના વગર ઢગલાબંધ પુસ્તકોથી પણ દિવ્ય તત્ત્વ ઓળખાય નહિ. એટલા જ માટે દર્શનશાસ્ત્રકારો પોતાના તર્કબહુલ પદાર્થવ્યવસ્થાપક શાસ્ત્રમાં પણ નિઃશ્રેયસસિદ્ધિના અસાધારણ સાધનભૂત કર્તવ્યમાર્ગનો થોડો પણ અસરકારક નિર્દેશ કર્યા વગર રહ્યા નથી. અવશ્ય બધાં દર્શનોમાં યમ-નિયમ, સંયમ, સદાચાર આદિનો કર્તવ્યપાઠ ઉપદિષ્ટ છે. પરલોકવાદી દર્શનકારો પરલોકને આગળ કરી કર્તવ્યમાર્ગ પર ચાલવાનું ફરમાવે છે, ત્યારે પરલોકપ્રતિષેધક ચાર્વાકદર્શન વર્તમાન જીવનને સુખી કરવાના અને વિકસાવવાના હેતુએ કર્તવ્યમાર્ગ પર ચાલવાનું પ્રબોધે છે.

" श्रुतयो विभिन्नाः स्मृतयो विभिन्ना
नैको मुनिर्यस्य वचः प्रमाणम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां
महाजनो येन गतः स पन्थाः ॥ "

આ શ્લોકમાં ચાર્વાકદર્શનનું હાર્દ માલૂમ પડે છે. તે કહે છે કે માર્ગ છે સદાચરણ, કે જે માર્ગે શ્રેષ્ઠજનો ગયા છે અર્થાત્ ચાર્વાકદર્શન કર્તવ્યમાર્ગને ધર્મ કહે છે અને એની ઉપયોગિતાને પુરવાર કરતાં જણાવે છે કે માણસનું જીવન પરસ્પરની સદ્ભાવના, સહાનુભૂતિ અને સહાયતાના આધાર પર જ સુખી થઈ શકે છે. અર્થાત્ પરલોકની માન્યતા ન ધરાવવાની હાલતમાં પણ માણસને વર્તમાન જીવનની દૃષ્ટિએ કર્તવ્યધર્મ બજાવવાનો હોય છે, જે દ્વારા વૈયક્તિક અને સામુદાયિક કલ્યાણ સધાય છે. ચાર્વાકદર્શનનું કથન છે કે

પરલોકવાદીઓના મત પ્રમાણે જેમ સત્કૃત્યો કરવાની પ્રેરણા પરલોકને માનવાથી મળે છે, તેમ એ પ્રેરણા (પરલોકની માન્યતાની ગેરહાજરીમાં પણ) વર્તમાન જીવનને સુખી અને ઉન્નત બનાવવાની આકાંક્ષાથી પણ મળે છે. આમ, ચાર્વાકદર્શનનો ઉદ્દેશ પણ લોકકલ્યાણનો છે.

નિસન્દેહ, જીવનસાધના કે કર્તવ્યપાલનના અભાવમાં કેવલ પદાર્થોના અસ્તિત્વને સમજી લીધાથી કંઇ ન વળે. પરલોક કે ઇશ્વરની બડી બડી વાતો કરનાર પણ જો સદાચરણવિહીન હોય તો એની એ આસ્તિકતાની કશી જ કિમ્મત નથી. એના કરતાં પરલોકાદિમાં અનિશ્ચિત હોઇ 'નાસ્તિક' ગણાતો માણસ સારો, કે જે સદાચરણમાં દૃઢશ્રદ્ધ અને તત્પર છે. સાચે જ, **સદાચરણવિહીન આસ્તિક કરતાં સદાચરણસમ્પન્ન નાસ્તિક ઘણે જ દરજ્જે સારો છે.***

પરલોકાદિનિષેધક ચાર્વાકદર્શનના મૂળમાં પણ જ્યારે ઉપયોગિતાવાદ રહેલો છે, ત્યારે પરલોકાદિ તત્ત્વોના સમર્થક વેદાન્ત, સાંખ્ય વગેરે વૈદિક અને અવૈદિક બૌદ્ધ તથા જૈન દર્શનની ઉદ્દેશભૂમિ પર ઉપયોગિતાવાદનું એકાતપત્ર પ્રભુત્વ હોય એ સહજ સમજી શકાય છે. એ આસ્તિક ગણાતાં બધાં દર્શનોની લોકકલ્યાણભાવનાની સીમા ઐહલૌકિક સુખ સાથે પારલૌકિક સુખલાભ અને નિઃશ્રેયસની પ્રાપ્તિ સુધી છે. એ વાત સ્પષ્ટ છે કે વર્તમાન જીવનને સદ્‌ભાવના, સૌહાર્દ, સંયમ,

* 'બ્રેડલો' નાસ્તિક હતો, છતાં એના સમકાલીનો કહેતા કે 'બ્રેડલો' ઇશ્વર છે એમ માનીને ચાલનારો માણસ છે, કારણ કે નીતિને માને છે, અને નીતિ એ ઇશ્વર છે.

સહાનુભૂતિ જેવા ઉત્તમ ભાવોથી વિકસિત કર્યા વગર પારલૌકિક સુખ કે મોક્ષલાભ શક્ય નથી. એટલે પારલૌકિક લાભ માટેનાં સન્દેશવાહક કહેવાતાં દર્શનો વર્તમાન જીવનને માટે પણ એટલાં જ સુખસન્દેશવાહક છે, એ સમજી શકાય એમ છે. **આ લોક સુધરે તો પરલોક સુધર્યો જ છે.** ચાર્વાકદર્શન પણ આ વાક્યને એમાં પડેલા " પરલોક " શબ્દ પછી 'હશે તો' એટલું ઉમેરીને બેધડક ઉદ્ઘોષવાનો.

દ્વૈતાદ્વૈતની તકરાર દૃષ્ટિવિકાસની ખામીનું પરિણામ છે. વસ્તુતઃ પદાર્થવ્યવસ્થાની દૃષ્ટિએ દ્વૈતવાદ છે, અર્થાત્ તત્ત્વ બે છે ચેતન અને જડ, પણ આરાધવાલાયક–ઉપાસવાયોગ્ય એક માત્ર આત્મતત્ત્વ હોવાથી એ દૃષ્ટિએ ( ઉપાસનાની દૃષ્ટિએ ) અદ્વૈતવાદ છે. અર્થાત્ અદ્વૈત સિદ્ધાન્ત એ સર્વભૂતોમાં આત્મવત્ જોવાનો, ' સર્વત્ર હું છું 'ની ભાવના–વિશ્વબન્ધુત્વની ભાવના કેળવવાનો સિદ્ધાન્ત છે. જડમોહ અથવા વૈષયિક વાસના એ ભયાનક વળગાડ છે, જેને કાઢ્યા સિવાય વિશુદ્ધ સુખ–શાન્તિ પ્રાપ્ય નથી. એટલા માટે જ "स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः" એ ગીતાકારનું એ તાત્પર્ય પણ ખેંચી શકાય છે કે 'સ્વધર્મ'માં અર્થાત્ આત્મધર્મમાં ( આત્મસાધના કરતાં ) મોત આવે તો શ્રેયસ્કર છે, પણ ' પરધર્મ ' માં અર્થાત્ આત્માથી ભિન્ન **પર**ના ધર્મમાં એટલે કે જડમોહના ચક્કરમાં પડવું એ ભયંકર છે.

એટલા માટે જ કહ્યું છે—

" आत्मा वा अरे ! द्रष्टव्यः
श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः । "

(બૃ. ૪।૫।૬)

આ ઔપનિષદિક ઉપદેશમાં એકમાત્ર આત્માને આરાધ્ય, ઉપાસ્ય બતાવવામાં આવ્યો છે. "सत्यं ब्रह्म, मिथ्या जगत्". એ વાક્યમાં પણ જગતને મિથ્યા [ 'મિથ્યા' એટલે ખર-વિષાણુવત્ અસત્ નહિ, પણ અસાર ( Insignificant ) ] કહી પરમમંગલભૂત બ્રહ્મને જ આરાધવાનો ઉપદેશ છે. આત્મા પોતે જ માયા, વાસના યા આવરણથી મુક્ત થતાં પૂર્ણ બ્રહ્મ છે. એટલે મોહવાસના કે આવરણને ખસેડવાનું જ એક માત્ર કર્તવ્ય સાધકને પ્રાપ્ત થાય છે, જેને માટે બ્રહ્મસૂત્રમાં મહર્ષિ બાદરાયણે ચોથા અધ્યાયમાં "ध्यानाच्च" વગેરે સૂત્રોમાં તેમ જ ત્રીજા સાધન–અધ્યાયમાં ઉપદેશ કર્યો છે. શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ, સમાધાન, વિવેક એ છ સાધનસમ્પત્તિનો વેદાન્તમાં ઉપદેશ છે.

આમ, વેદાન્તના ઉપદેશમાં સ્પષ્ટ કર્તવ્યવાદ છે. આ ઉપદેશ પ્રમાણે માણસોમાંથી સ્વાર્થમોહ અને બુરી વાસના નીકળી જાય તો માનવસમાજ અને જગતનું કેટલું ભલું થાય!

પાતંજલ યોગદર્શન તો યોગવિચારોનો જ ગ્રન્થ છે, એટલે એમાં યોગપ્રક્રિયાની સાંગોપાંગ મીમાંસા મળે એ સહજ છે. પૂર્વમીમાંસામાં જૈમિનિએ યોગનો નિર્દેશ સુદ્ધાં કર્યો નથી. એનું કારણ એ છે કે એનો વિષય કર્મકાંડ અર્થાત્ ધૂમમાર્ગની મીમાંસા કરવાનો છે. એની પહોંચ સ્વર્ગ સુધી છે. મોક્ષ પૂર્વમીમાંસાનું લક્ષ્ય નથી. એટલે જ્યાં મોક્ષને સ્થાન ન હોય ત્યાં તેના સાધનભૂત યોગને સ્થાન ન હોય એ દેખીતું છે.

સાંખ્ય અને ( પાતંજલ ) યોગદર્શન એ બે સહોદર જેવાં દર્શનો છે. સાંખ્યપ્રવચનમાં મુખ્યત્વેન પદાર્થવ્યવસ્થિતિનું જ

નિરૂપણ છે, એટલે 'યોગદર્શન'ને સાંખ્યદર્શનનો કર્તવ્યવાદ કહીએ તો કહી શકાય. સાંખ્યદર્શનમાં ઇશ્વરવાદની ત્રુટિ જણાતાં મહર્ષિ પતંજલિએ પોતાના દર્શનશાસ્ત્રમાં એ વાદની ઉપયોગી પૂર્તિ કરી સાધનમાર્ગને બહલાવ્યો છે. સાંખ્યદર્શનમાં પણ 'रागोपहतिर्ध्यानम्' (૩–૩૦), 'वृत्तिनिरोधात् तत्सिद्धिः' (૩–૩૧) વગેરે યોગસાધન બતાવનારાં સૂત્રો છે.

હેય, હેયહેતુ, હાન અને હાનોપાય એ યોગદર્શન-સૂત્રકારનું વર્ગીકરણ એ દર્શનની મૂળ અને પ્રમુખ બાબત છે. એને લીધે ભાષ્યકારે યોગદર્શનશાસ્ત્રને ચતુર્વ્યૂહાત્મક કહ્યું છે. દુઃખ હેય છે, અવિદ્યા એ હેયનું કારણ છે, દુઃખનો આત્યન્તિક નાશ એ હાન છે અને વિવેકખ્યાતિ એ હાનનો ઉપાય છે. આમાં કલ્યાણસાધનવિષયક દિગ્દર્શન સઘળું આવી જાય છે. ભગવાન્ બુદ્ધનું ચતુર્વ્યૂહ 'આર્યસત્ય' નામથી છે. દુઃખ, દુઃખસમુદય, દુઃખનિરોધ અને માર્ગ આ ચાર આર્યસત્યો છે. દુઃખનું કારણ તૃષ્ણા છે. 'દુઃખસમુદય' શબ્દથી તૃષ્ણા અભિપ્રેત છે. દુઃખનો નાશ એ ત્રીજું આર્યસત્ય અને એનો (દુઃખનાશનો) માર્ગ એ 'માર્ગ' નામક ચોથું આર્યસત્ય. દુઃખનું કારણ જ્યારે તૃષ્ણા છે, ત્યારે દુઃખનો નાશ તૃષ્ણાનો નાશ કરવાથી જ થઇ શકે એ સ્પષ્ટ છે. દુઃખ નાશના માર્ગ તરીકે તૃષ્ણાનાશ કેવી રીતે કરવો એ માટે મહાત્મા બુદ્ધે અષ્ટાંગ માર્ગ બતાવ્યો છે, જેનો સમાવેશ ચોથા આર્યસત્ય ("માર્ગ") માં છે. બુદ્ધનો અષ્ટાંગ માર્ગ અને પતંજલિનો અષ્ટાંગ યોગ એ આત્મસાધનની ભિન્નભિન્ન પરિભાષાઓ છે. ભિન્નભિન્ન અભિધાનોથી અભિહિત સાધનાઓને

સાર તૃષ્ણાની નિરસનક્રિયામાં અને ચિત્તની સંશોધનક્રિયામાં આવે છે.

મહર્ષિ અક્ષપાદનું ન્યાયદર્શન પ્રમાણાદિપદાર્થચર્ચા-પ્રધાન દર્શનશાસ્ત્ર છે, જેમાં પણ "दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायाद् अपवर्गः" (१-१-२), "तत्त्रैराश्यं रागद्वेषमोहार्थान्तरभावात्" (४-१-३), "तेषां मोहः पापीयान् नामूढस्येतरोत्पत्तेः" (४-१-६), "समाधिविशेषाभ्यासात्" (४-२-३८), "तदर्थं यमनियमाभ्यामात्मसंस्कारो योगाच्चाध्यात्मविध्युपायैः" (४-२-४६) વગેરે કલ્યાણસાધનદર્શક સૂત્રો છે. એ પ્રમાણે મહર્ષિ કણાદના (વૈશેષિક) દર્શનમાં પણ યમ, નિયમ આદિનું મહત્ત્વ, કે જે બધાં દર્શનોમાં એક સ્વરે અને મુખ્યપણે સ્વીકારાયું છે, ગાવામાં આવ્યું છે.

બૌદ્ધદર્શનનો 'ક્ષણિકવાદ' દાર્શનિક દૃષ્ટિએ ઉપપન્ન હોય કે ન હોય, પણ સંસારના ભૌતિક પદાર્થો પરથી મમતાને હટાવવામાં એની ઉપયોગિતા છે. અને "वस्तुनि क्षणिकत्वकल्पना आत्मबुद्धिनिरासार्थम्" એ સૂત્ર પણ એની ઉપયોગિતાનો ઢંઢેરો હોય એમ જણાય છે. એટલે ક્ષણિકવાદની માન્યતા જો એના ઉપયોગી પરિણામમાં ઊતરે તો કલ્યાણકર બની જાય છે. એ પ્રમાણે ઈશ્વરના સૃષ્ટિકર્તૃત્વનો સિદ્ધાન્ત ઈશ્વરના શાસનના બળે પાપવિરત થવામાં અને પ્રાણીમાત્રને ઈશ્વરનાં બાળ માની બધા સાથે બન્ધુ બનવામાં પરિણમે તો તે અયુક્ત અને અઘટિત હોય તોયે કલ્યાણકર બની જાય. યાદ રાખવું જોઈએ કે દાર્શનિક (Philosophical or logical)

અસત્ય પણ ધાર્મિક સત્ય થઈ જાય છે, જો જીવનકલ્યાણમાં સહાયભૂત થાય તો.

જૈનાચાર્ય હરિભદ્રસૂરિ પોતાના 'યોગદૃષ્ટિસમુચ્ચય' ગ્રન્થમાં સર્વધર્મસદ્‌ભાવનો સુન્દર ઉપદેશ કરતાં કહે છે કે—

चित्रा तु देशनैतेषां स्याद् विनेयानुगुण्यतः ।
यस्मादेते महात्मानो भवव्याधिभिषग्वराः ॥ १३२ ॥

અર્થાત્ એ બધા ( 'બુદ્ધ', 'કપિલ' વગેરે ) પુરાતન જ્ઞાની મહર્ષિઓએ આપેલી દેશના ( ઉપદેશ ) જે ભિન્નભિન્ન દેખાય છે તે ભિન્નભિન્ન શ્રેણીના શિષ્યોને અનુસરવાના પરિણામે છે. મતલબ કે એ બધા જ્ઞાનીઓનો ભિન્નભિન્ન રીતિનો પણ ઉપદેશ કલ્યાણકારક છે. કેમકે એ મહાત્માઓ ભવરોગના મોટા વૈદ્ય હતા.+

પરલોકની કે ઈશ્વરની વાતો મોઢેથી કરવી સહેલી છે, પણ એ તત્ત્વોની માન્યતા જ્યારે જીવનથી, વર્તનથી પ્રકટ થાય ત્યારે જ કલ્યાણ છે. કર્મવાદ, ઈશ્વરવાદ, અદ્વૈતવાદ કે ક્ષણિકવાદ ( એવો કોઈ વાદ ) જ્યારે એના કલ્યાણરૂપ તાત્પર્ય સાથે જીવનમાં ઊતરે, જીવનમાં એને ઉતારવાનો પ્રયત્ન થાય ત્યારે જ કલ્યાણલાભ છે. ઈશ્વરવાદી, કર્મવાદી, અદ્વૈતવાદી વગેરે પોતાના વાદને પોતાના જીવનમાં ઉતારવા કોશિશ કરશે તો પછી એમને ઝઘડવાનું કારણ કંઈ જ નહિ રહે, તેઓ બધા પોતાને ધર્મ-પથની એક ભૂમિ ઉપર ઊભેલા જોશે, અને સમજશે કે એ બધા વાદ એક જ જગાએ લઈ જનારા છે.

+ 'યોગદૃષ્ટિસમુચ્ચય' ગ્રન્થમાં આ શ્લોકની આગળ-પાછળના શ્લોકો ખૂબ સમભાવથી રંગાયેલા છે.

આત્મા, પરમાત્મા, કર્મ, પુનર્જન્મ, મોક્ષમાં માનનાર જૈનદર્શનમાં પદાર્થતત્ત્વજ્ઞાનના કરતાં તેની પાછળની જીવનદૃષ્ટિનું વિશેષ મહત્ત્વ છે. જૈનદર્શનમાં આખોયે ઝોક કર્તવ્યસાધના ઉપર છે. " ज्ञानस्य फलं विरतिः " એ એનો પ્રમુખ મુદ્રાલેખ છે, જે કહે છે કે જ્ઞાનનું—જાણ્યાનું ફલ છે પાપથી હટવું, સદાચરણી બનવું. બુદ્ધોપદિષ્ટ ચાર આર્યસત્યો અને મહર્ષિ પતંજલિનું ચતુર્વ્યૂહ ઉપર આપણે જોયાં; જૈનદર્શનમાં ઉપદિષ્ટ આસ્રવ-બન્ધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ જૈનદર્શનના તત્વવિવેચનમાંથી ફલિત થતું ચતુર્વ્યૂહ છે. કર્મ બંધાય એવી પ્રવૃત્તિ એ ' આસ્રવ ' ( The channel of Karma ) છે; કર્મબન્ધ-નિરોધ અથવા આસ્રવનિરોધ ( Stoppage of Asrava ) એ ' સંવર ' છે; કર્મનો આત્મા સાથે સમ્બન્ધ, બીજા શબ્દોમાં, જેમ ભીના ચામડા ઉપર હવાથી પડેલી રજ એની સાથે ચોટી જાય છે, તેમ મન-વચન-કાયના યોગદ્વારા આકૃષ્ટ થતા-ખેંચાતા કાર્મિક અણુસમૂહનું કષાયોદયના કારણે આત્મામાં ચોટવું એ ( Bondage of the soul with Karma ) બન્ધ છે; કર્મને આત્મા પરથી વિખેરવાં એ ' નિર્જરા ' છે, અને એ પૂર્ણતાએ પહોંચે—कृत्स्नकर्मक्षय થાય એ ' મોક્ષ ' છે. આ સાથે ' હેય ' આદિ ચતુર્વ્યૂહ આ પ્રમાણે સરખાવી શકાયઃ બન્ધ એ હેય, આસ્રવ એ હેયહેતુ, મોક્ષ એ હાન અને સંવર તથા નિર્જરા એ હાનોપાય.

અજ્ઞાન, ખોટી સમજ, પ્રમાદ, કષાય ( કામ, ક્રોધ આદિ ) અને અનાચરણ એ આત્માની દુઃખમયી દુર્ગતિ છે. આત્માનું કલ્યાણસાધન સન્માર્ગ પર આવવામાં છે. જૈનદર્શનનું મોક્ષ-

માર્ગદર્શક સૂત્ર "सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः" જણાવે છે કે સાચી શ્રદ્ધા, યથાર્થ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ સંયુક્ત ત્રિક મોક્ષનો માર્ગ છે. જૈનદર્શનમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ મહાવ્રતો બતાવ્યાં છે અને સુવિશદ વિવેચવામાં આવ્યાં છે; અને એમને કલ્યાણ-સાધનનાં મુખ્ય સાધન ગણીને એમના ઉપર પ્રમુખ ઝોક આપવામાં આવ્યો છે. આ મહાવ્રતોનું મહત્ત્વ પાતંજલ યોગદર્શનમાં મુખ્ય રૂપે ગવાયું છે. આ મહાવ્રતોની સાધનાને જૈનદર્શન પ્રાથમિક યોગસાધના ગણે છે. આના વિશિષ્ટ અભ્યાસે કષાયો–રાગદ્વેષો જેમ જેમ પાતળા પડતા જાય છે અને મનોવિકાસ જેમ જેમ ખીલતો જાય છે, તેમ તેમ યોગભૂમિ પર અધિકાધિક આરોહણ થતું જાય છે. પર્યન્તે રાગ-દ્વેષ-મોહનો સંપૂર્ણ ક્ષય થતાં આત્મા પૂર્ણ ઉજ્જવલ સ્થિતિએ પહોંચે છે. આ પૂર્ણવિશુદ્ધ ઉજ્જવલ સ્થિતિ એ જ પરમાત્મતા. આત્મા યા જીવ પોતાના મૂળસ્વરૂપમાં સચ્ચિદાનન્દપૂર્ણ છતાં મોહાવરણના અનાદિ આક્રમણના યોગે એની એ દુઃખસ્થિતિ છે. એ ( મોહાવરણ ) ખસી જતાં એ ( આત્મા પોતાની મૂળસ્થિતિમાં આવે છે. આમ મૂળસ્થિતિમાં આવ એ જ મોક્ષ અને એ જ પરમાત્મપદની પ્રાપ્તિ.

તત્ત્વનિરૂપણમાં દર્શનકારોમાં પરસ્પર મતભિન્નતાઓ ઘણ છે, પણ ચારિત્રસાધનાની દિશામાં બધાઓનો ઉપદેશ એ સરખો છે. ભૂતાતિરિક્ત સ્વતન્ત્રચૈતન્યરૂપ આત્મા, આત્માને શરીરસમ્બન્ધપરંપરારૂપ અથવા સુખદુઃખપરંપરારૂપ સંસાર સંસારનું કારણ રાગાદિ ક્લેશો, સંસારના સર્વથા વિચ્છેદરૂ

મુક્તિ અને મુક્તિનું કારણ વીતરાગચારિત્ર આટલી (પાંચ) બાબતો ચાર્વાક સિવાય વૈદિક અને અવૈદિક (બૌદ્ધ અને જૈન) બધાં દર્શનોમાં સ્વીકારાયેલી છે. એ બધાં દર્શનોમાં આ મૂલભૂત બાબતોનું સુવિસ્તૃત પ્રતિપાદન છે.

અનેકાન્તદૃષ્ટિ

જૈનદર્શનનો ન્યાયસિદ્ધાન્ત 'સ્યાદ્વાદ' યા 'અનેકાન્તવાદ' એ એક એવી વિશાળ દૃષ્ટિ છે જે વસ્તુનું ભિન્નભિન્ન દૃષ્ટિકોણોથી—જુદી જુદી બાજુઓથી અવલોકન કરે છે. આ વિશાલ અને વ્યાપક દૃષ્ટિના અવલોકને એકદૃષ્ટિબદ્ધ વિચારો સંકુચિત (અધૂરા) પુરવાર થાય છે અને ભિન્નભિન્નદૃષ્ટિબિન્દુસંગત ભિન્નભિન્ન (વિરુદ્ધ દેખાતા) વિચારો પણ માલામાં મૌક્તિકોની જેમ સમન્વિત બની જાય છે. અનેકાન્તવાદ, માટે જ, વસ્તુતઃ સમન્વયકલા હોઇ સમન્વયવાદ છે, જેનું પરિણામ, અધૂરી દૃષ્ટિઓથી ઊપજતા કલહોને શમાવી સામ્યવાદ (સમભાવ) ના સર્જનમાં આવે છે. કેમકે એક દૃષ્ટિના આધાર પર એક બાજુનો મત ધરાવનાર જ્યારે સામી દૃષ્ટિનો ખ્યાલ પામે છે, ત્યારે તેનો એક બાજુનો જક્ક અને એ વિષેની તકરાર મટી જાય છે. અવશ્ય, એક-બીજાનાં માનસને પરસ્પર મીઠાશવાળાં બનાવવામાં વ્યાપક જ્ઞાનની જરૂર છે, અને વ્યાપકદૃષ્ટિ તે પૂરું પાડે છે, જે દૃષ્ટિને, જૈનદર્શનમાં 'અનેકાન્તદૃષ્ટિ' કહેવામાં આવે છે.

અનેકાન્તદૃષ્ટિના નમૂના તરીકે, ઉપર દ્વૈત-અદ્વૈતની જે સામાન્ય સંગતિ બેસાડી છે તે મૂકી શકાય. વળી કહી શકાય કે ઇશ્વર સાકાર છે અને નિરાકાર છે. જ્યાં સુધી દેહધારણ

હોય ત્યાં સુધી સાકાર, પછી નિરાકાર. શરીરધારી આત્મા શરીરપ્રમાણ હોઈ અવિભુ છે અને જ્ઞાનશક્તિની વ્યાપકતાના યોગે વિભુ છે. ભૌતિક પદાર્થો-વિષયોમાંથી મોહાસક્તિ ( વૈષયિક આસક્તિ ) ને હટાવવાના ઇરાદે કોઇ સન્તે જગતને નિઃસાર બતાવી 'શૂન્ય' અને કોઇ સન્તે વિનશ્વર બતાવી 'ક્ષણિક' જણાવ્યું.

સાધુ સવસ્ત્ર પણ હોઈ શકે અને નગ્ન પણ હોઇ શકે. કષાયો ( કામ, ક્રોધ આદિ ) થી મુક્ત થવામાં મુક્તિ જાણ્યા પછી, 'અનાસક્તિ' યોગનું સામર્થ્ય સમજ્યા પછી અને સાધનમાર્ગના ક્રમનું આકલન થયા પછી મુનિનું સવસ્ત્રપણું પણ સમજી શકાય છે. મુક્તિલાભમાં સાધનભૂત જે યોગમાર્ગ છે તે શું વસ્ત્ર ન હોતાં મુક્તિ પ્રકટ કરતો નથી ? વસ્ત્ર ન હોતાં મુક્તિને પ્રકટ થતી શું રોકે છે ? નહિ જ. મુદ્દાની વાત એક જ છે કે વીતરાગતા પ્રાપ્ત થતાં નગ્ન હોય કે અનગ્ન જરૂર મુક્તિ પ્રાપ્ત કરે છે. ભગવાન્‌ની મૂર્તિના આલંબનથી સદ્‌ભાવના જાગરિત થાય છે, માટે ઉપાસકો એનો આશ્રય લે છે. સ્થિરમનવાળા અપ્રમત્ત માટે મૂર્તિના આશ્રયણની જરૂર ન હોય. મૂર્તિનો યોગ કષાયોના શમન અને શુભ પ્રેરણા મેળવવા માટે છે. તેનો આશ્રય લેનાર તેનો આશ્રય ન લેનાર સાથે જો (મૂર્તિવાદના કારણે) વિરોધ-ભાવ રાખે તો તેનો મૂર્તિયોગ કેમ સાર્થક થાય ? કોઈપણ ક્રિયા જો શુદ્ધિવાળી હોય અને મન-વચન-કાયના યોગો શુદ્ધ હોય તો તે કલ્યાણકર છે. અનેકાન્તદર્શી આવો સમજુ હોય. ક્રિયાકાંડની બાબતમાં એને દુરાગ્રહ ન હોય. બાહ્ય વિધિ-

વિધાન અને આચારપ્રણાલીમાં એને દુરાગ્રહ ન હોય. જે સાધન કે રીતભાત યોગ્ય હોય તે ગ્રહણ કરવાનાં. યોગ્ય સાધન કે રીતિઓમાંથી કોઈ કોઈને પસંદ કરે અને કોઈ કોઈને પસંદ કરે, એમાં તકરારને સ્થાન જ નથી. પરંપરાથી ચાલ્યા આવતાં રૂઢિમાર્ગોમાં જે અશુદ્ધ, દૂષિત તથા હાનિકારક હોય અથવા બની ગયા હોય તે ત્યાગી જ દેવાના હોય.

ભગવાન્ 'જિન' છે–રાગદ્વેષાદિ દોષોનો વિજેતા હોવાથી, 'બુદ્ધ' છે–પૂર્ણ બુદ્ધિને પ્રાપ્ત હોવાથી, 'વિષ્ણુ' છે–વ્યાપક જ્ઞાનપ્રકાશક હોવાથી, 'શિવ' છે–કલ્યાણવિભૂતિપૂર્ણ હોવાથી.

અનેકાન્તદૃષ્ટિનાં આ સાદાં ઉદાહરણો છે. આ ઉપરથી એની વ્યાપકતાનો ખ્યાલ આવી શકે છે. જીવનનાં બધાં અંગોમાં, સમાજ, રાષ્ટ્ર, રાજનીતિ વગેરે જીવનના બધા પ્રદેશોમાં એના સત્પ્રયોગે કામ લેવામાં આવે તો લોકજીવન સુખી અને રૂડું બને એ ઉઘાડું છે.

હરિભદ્રજીના અષ્ટકના સત્તાવીશમા અષ્ટકના પાંચમા શ્લોકની તેમાં ઉદ્ધૃત શ્લોક છે—

उत्पद्यते हि सावस्था देशकालामयान् प्रति ।
यस्यामकार्यं कार्यं स्यात् कर्म कार्यं च वर्जयेत् ॥

અર્થાત્—દેશ, કાલ અને રોગના કારણે એવી અવસ્થા આવી પડે છે કે જ્યારે અકાર્ય કાર્ય બની જાય છે અને કાર્ય અકાર્ય બની જઇ ત્યાગી દેવું પડે છે.

આમાં અનેકાન્તદર્શનની છાપ છે. જૈન 'આચાર' સૂત્ર બતાવે છે કે—

"જે આસવા તે પરિસ્સવા, જે પરિસ્સવા તે આસવા"।

અર્થાત્—જે કર્મબન્ધનાં સ્થાનો છે તે કર્મક્ષપણનાં સ્થાનો છે, અને જે કર્મક્ષપણનાં સ્થાનો છે તે કર્મબન્ધનાં સ્થાનો છે.

આ બધાં કથનોમાં અનેકાન્તદૃષ્ટિનો સ્પષ્ટ પ્રકાશ છે.

## એક જાતિ, એક ધર્મ

વિચારદૃષ્ટિ વિકસતાં માણસનું માનસ વિશાળ, ઉદાર અને ઉજ્જ્વલ બને છે. એનું સૌહાર્દ ખીલે છે અને એનો બન્ધુભાવ વ્યાપક તેમ જ મહાન્ બનતો જાય છે. સાચી સમજ આવતાં ધાર્મિક અને કૌમી સંકુચિતતાઓ દૂર થાય છે. સુજ્ઞ દૃષ્ટિને સમજાય છે કે પરમાત્મા એક, તો ધર્મ એનું ફરમાન હોઇ એક જ હોઇ શકે-સમગ્ર જગતને માટે, ભલે એની પાઠશાલાઓ ( સંપ્રદાયો, સંસ્કૃતિઓ કે રીતિ-પદ્ધતિઓ ) જુદી જુદી હોય. વિચાર, વાણી અને વર્તન એ ત્રણ વવા આપણા મેલા કાળાભઠ પડી ગયા છે, એમને ધોવા-સત્ય, સંયમ અને સેવા એ ત્રણ સસાથી એનું નામ ધર્મ. ધર્મની આ સાદી સમજનો દુનિયાનો કોઈ માણસ ઇન્કાર કરી શકે તેમ છે? એ સમજ સાદી છતાં પરિપૂર્ણ અને પૂર્ણ મહત્ત્વની છે અને એમાં બધા સંપ્રદાયોના ધર્મોપદેશોનો સાર સમાઇ જાય છે. ધર્મતત્ત્વની આ સર્વલોકગમ્ય સ્પષ્ટ રેખા દુનિયાભરના અગ્રગણ્ય સન્તો અને પયગંબરોની વાણીમાંથી ઝલક પામી છે, અને એ જ ધર્મનું સાચું રહસ્ય તેમ જ જીવનનું સર્વોત્તમ પાથેય છે. પછી ધાર્મિક કલહ શાને? કૌમી કલહ પણ શું કામ? ગાય, ભેંસ, ઘોડા, ઊંટ, હાથી, રાસભ વગેરે પશુઓનાં

શરીર એકબીજાથી જુદા જુદા આકારનાં છે, માટે પશુઓમાં જાતિભેદ હોઈ શકે. જેમકે ગાયજાતિ, અશ્વજાતિ વગેરે વગેરે. પણ માણસોનો શરીરાકાર તો બધાઓનો એક સરખો છે. માટે માણસોમાં જાતિભેદ હોઇ શકે નહિ. मनुष्यजातिरेकैव+ અર્થાત્-મનુષ્યજાતિ એક જ છે. સમાજવ્યવસ્થાની ખાતર વિભાગ યોજાવાથી માણસની જાત જુદી જુદી ધારી લેવી જોઈતી નથી.*

શરીરનાં મસ્તક, હાથ, પેટ અને પગ એ અંગોમાં કોને ઉચ્ચ કહીએ અને કોને નીચ? પગની ઓછી ઉપયોગિતા છે? તેમ પગના સ્થાને મનાતા શૂદ્રની ઉપયોગિતા ઓછી કેમ અંકાય? એ બધાં અંગો પરસ્પર હળી-મળીને ચાલે તો તેઓ અને તે અંગોવાળું શરીર જીવિત અને સુખી રહી શકે, અને જો વઢવા માંડે કે એકબીજાની અદેખાઈ કરી રિસાઇ બેસે તો એ બધાંને મરવાનો વખત આવે, તેમ બ્રાહ્મણાદિ વર્ણો કે વર્ગો પરસ્પર ઉદારતાથી, વાત્સલ્યભાવથી હળીમળીને રહે તો એમાં એ બધાનો ઉદય-અભ્યુદય છે અને ઘમંડમાં પડી એકબીજાને ધુતકારવામાં એ બધાનો વિનિપાત છે.

---

+ જૈન 'આદિપુરાણ.'

* ब्राह्मणा व्रतसंस्कारात् क्षत्रियाः शस्त्रधारणात् ।
वणिजोऽर्थार्जनान्न्याय्यात् शूद्रा न्यग्वृत्तिसंश्रयात् ॥

( જૈન 'આદિપુરાણ' )

( બ્રાહ્મણો છે વ્રતસંસ્કારથી, ક્ષત્રિયો છે શસ્ત્રધારણ કરવાથી, વણિકો છે ન્યાય્ય અર્થોપાર્જનથી અને શૂદ્રો છે સેવાવૃત્તિથી. )

વસ્તુતઃ માણસમાં વિદ્યોપાસનારૂપ બ્રાહ્મણત્વ, બલ–શૌર્યરૂપ ક્ષત્રિયત્વ, કૃષિવાણિજ્યવેપારરૂપ વૈશ્યત્વ અને સેવાવૃત્તિરૂપ શૂદ્રત્વ એમ બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ અને શૂદ્રત્વ એ ચારે તત્ત્વોનો સુભગ સંગમ હોવો જોઇએ. એ સંગમમાં જ મનુષ્યનું મનુષ્યત્વ સુપ્રકાશિત થાય છે અને મહિમશાલી બને છે.

## હિન્દુ–મુસલમાન

હિન્દુ–મુસલમાનો વચ્ચે આટલો બધો મનોભેદ કેમ? એ વર્ગો વચ્ચે કઇ એવી વિષમતા છે કે જેના પર આટલું વૈર પોષાઇ રહ્યું છે? હિન્દુઓમાં માંસભક્ષી વર્ગ નથી? બહુ મોટો વર્ગ છે, માંસત્યાગી વર્ગથી ઘણો મોટો. હિન્દુઓમાં મૂર્તિપૂજક અને મૂર્તિનિષેધક એ બન્ને વર્ગો છે. મુસલમાનો એક જ ખુદાને માને છે અને એના હજારો પયગંબરોને માને છે, તે પ્રમાણે હિન્દુઓ એક ઇશ્વરને માને છે અને એના અનેક સેવકો, ભક્તો અને અવતારોને માને છે. મુસલમાન એકેશ્વરવાદી છે, હિન્દુ એકેશ્વરવાદી છે. મુસલમાન એકેશ્વરવાદી છતાં અનેક પયગંબરોને માને છે, હિન્દુ એકેશ્વરવાદી છતાં અનેક અવતારોને માને છે. મુસલમાનો પશ્ચિમમાં નમાજ પઢે છે એનું કારણ હિન્દુસ્તાનથી મક્કાશરીફ પશ્ચિમમાં છે. યૂરોપમાં પૂર્વ દિશા તરફ નમાજ પઢાય છે. કેમકે ત્યાંથી મક્કા પૂર્વમાં છે. એ જ પ્રમાણે દક્ષિણ આફ્રિકામાં ઉત્તર તરફ અને ઉત્તરીય પ્રદેશોમાં દક્ષિણ તરફ. ખુદ મક્કામાં કિબ્લાની ચારેતરફ ચાર ઇમામ નમાજ પઢવા બેસે છે–એકનું મોઢું પૂર્વમાં, એકનું પશ્ચિમમાં, એકનું ઉત્તરમાં અને એકનું દક્ષિણમાં. દિશાની વાત જ

નથી ÷ હિન્દુ સૂર્યને નમસ્કાર કરે છે ત્યારે તેનું મુખ પૂર્વ તરફ હોય છે, અન્યથા જ્યાં મૂર્તિ હોય છે તે તરફ મુખ રાખી પ્રણામ કે ભજન કરવામાં આવે છે. મૂર્તિનું મુખ પૂર્વ તરફ હોય તો પૂજકનું મુખ પશ્ચિમ તરફ થવાનું. હિન્દુ અને મુસલ્માન બન્નેની દષ્ટિએ ઇશ્વર યા ખુદા સર્વત્ર છે. ગમે તેમ મુખ રાખી ભગવત્સ્મરણ કરી શકાય છે. દિલ પાક હશે તો ગમે તે પ્રકારના આસનથી કરેલું ભાવભર્યું ભજન કલ્યાણકારક થવાનું, અન્યથા કોરા બાહ્ય પ્રદર્શનથી શું વળવાનું? પરસ્પર મળવા માટે એક-બીજાથી ઊલટી દિશામાં મોઢું કરવું જરૂરી છે, તો પૂજા-નમાજના મિલનમાં ઊલટી દિશા બાધક કેમ? હિન્દુઓમાં દાઢી રાખનારા અને ચોટી ન રાખનારા ઘણા છે, અને મુસલ્માનોમાં સિરપર ચોટી નહિ તો ટોપી પર ચોટી રાખનારા છે. એ બધી નજીવી વાતો છે.

બહારના આવેલા થોડા મુસલ્માનોને બાદ કરતાં આજના બધા મુસલ્માનો હિન્દુમાંથી થયેલા છે, એટલે જે હિન્દુઓએ ધર્મપરિવર્તન કર્યું તેઓ મુસલ્માન કહેવાયા. એથી તેમની જાતિ કે વંશપરંપરા બદલાઈ જાય ખરી? કોઇ હિન્દુ મુસલ્માન થઇ જાય તો તેની રહેણીકરણી બદલાઈ જાય, નામ પણ બદલાઇ જાય, પણ બાપ બદલાઈ જશે કે? બાપ અને પુરખા (પૂર્વજ) એ જ રહેવાના, જે, મુસલ્માન થવા પહેલાં હતા. એટલે જાતિ જુદી થઇ જતી નથી. ધર્મગ્રહણ તો પોતાની

÷ "अल्लाह ही का है पूरब और पश्चिम, तो जहां कहीं मुँह कर लो उधर ही को अल्लाह का सामना है"।

( કુરાનકી ઝાંકી, સૂરે બકર )

રુચિની વાત છે. ધર્માન્તરગ્રહણથી જાતિ કે દેશ જુદાં જુદાં થઈ જતાં નથી. ચાઈનીઝ પરિવારમાં કોઈ બૌદ્ધધર્મી, કોઈ ક્રિશ્ચિયન, કોઈ ઈસ્લામને માનનાર અને કોઈ અન્યધર્મ-રસિક હોવા છતાં એ બધા પોતાને ચાઈનીઝ માને છે, તેમ ધર્મપરિવર્તન પામેલા મુસલ્માનો હિન્દુ–હિન્દ દેશના કે હિન્દુ જાતિના મટી નથી જતા.

આ દેશની ભૂમિમાં પેદા થયેલા અને આ ભૂમિનાં અન્ન-જળથી ઊછરેલા, પોષાયેલા બધા હિન્દીઓ એકમાતૃજ જેવા સગા ભાઈઓ છે. એ છૂટા પડવાના નથી. તો પછી સાથે રહેવું અને રોજ ઊઠી લડતાઝઘડતા રહેવું એ દુનિયાની આગળ પોતાના ગાંડપણની જાહેરાત નથી? પરસ્પર હળીમળી રહેવામાં બધાની આબાદી અને આઝાદી છે, સુખ–શાન્તિ અને ઉત્કર્ષ છે એ વાત સમજાય એવી નથી? દુનિયાના કોઈ પણ મુલ્કના માણસ સાથે માણસાઈથી, સૌજન્યથી વર્તવું એમાં માનવધર્મ અને ઈન્સાનિયત છે, તો પછી ઘરની અન્દર અરસપરસ બાઝયા કરવું એ ક્યાંની અક્કલમંદી? દેશના અને દુનિયાના શાણા માણસો ન્યાયના પડખે છે, એટલે કોઇને અધિકાર પરત્વે અન્યાય થવાની ગુંજાઈશ હોય જ નહિ એ સ્પષ્ટ છે. ફક્ત ધાર્મિક સંકુચિતતા યા ખોટી કટ્ટરતાને દૂર કરી મનને મોટું બનાવવાની જરૂર છે. બધા ઈશ્વરના કે ખુદાના બાળ હોઈ પરસ્પર સાચા ભાઈ ભાઇની જેમ રહે એમાં જ ઈશ્વરના ફરમાનની બજાવણી રહેલી છે. દુનિયાના બધા મુલ્કો અને બધા મજહબોમાં જે જે મોટા પુરુષો થઈ ગયા છે તે બધા ખુદાના મોકલેલા પયગંબરો છે એમ ઈસ્લામ

ધર્મશાસ્ત્રનું કથન છે. એ ઉપરથી સમજી શકાય છે કે દેશના અને દુનિયાના બધાયે પૂર્વજ મહાત્માએ બધાને માનનીય હોવા જોઇએ. એ જ પ્રમાણે " यद् यद् विभूतिमत् सत्त्वं × × मम तेजोंऽशसम्भवम् । ". એ ગીતાવાક્ય સાફ કહે છે કે જેટલી વિભૂતિએ છે તે બધી ઈશ્વરના અંશમાંથી પેદા થઇ છે. અતઃ હિન્દુદષ્ટિ પણ એ જ કહે છે કે કોઈ પણ ધર્મના મહાપુરુષ હોય તે હિન્દુને વન્દનીય છે. ઈમાન અને ભાઈચારા ઉપર જેવો હિન્દુધર્મમાં તેવો ઇસ્લામમાં ભાર મૂકવામાં આવ્યો છે. સ્વચ્છતા અને નમ્રતા ઉપર બન્નેમાં જોર આપવામાં આવ્યું છે. દરેક રીતે સમાનતાના શહ છે. વિષમભાવમાં ખેંચાઈ જવાનું કશું જ કારણ નથી. એવા પણ મુસલમાન કવિએ થયા છે, જેમણે પાનાં ભરી શ્રીકૃષ્ણ વગેરેની સ્તુતિ કરી છે.

ગાય અને એનાં સન્તાન માણસના જીવનનિર્વાહ અને જીવનપોષણ માટે કેટલાં ઉપયોગી છે એ દુનિયાના કોઈ પણ માણસની જાણબહાર નથી. પણ અધિકારનો અહંકાર જ્યારે સવાર થાય છે ત્યારે બખેડો થાય છે. કસાઈઘરમાં દિનરાત ગાયો કપાય છે, અને એ ગાયો પણ મોટે ભાગે હિન્દુઓની પાસેથી ખરીદાય છે, કેટલી દુઃખની વાત! ઈદનો પાક દિવસ નેકી, સચ્ચાઈ અને વિશાળ મહોબ્બતથી જ ઊજવવાનો છે. અરસપરસના સદ્‌ભાવ અને સલાહસંપથી જે સારું પરિણામ લાવી શકાય તે બીજી રીતે આવી શકતું નથી. ગોવધને રોકવાનો ઠીક ઉપાય તો એ છે કે ગોપાલનનો પ્રબન્ધ સુયોગ્ય રીતે યોજાવો જોઇએ, જેથી હત્યારે સ્થળે ગાય વેચવાની વૃત્તિ જ અદૃશ્ય થઈ જાય.

હિન્દુઓ ભંગી, ચમાર, મહાર વગેરે હિન્દુઓને અછૂત સમજે છે, મુસલમાનોને અછૂત સમજતા જ નથી. હા, એમની સાથે એઓ ( હિન્દુઓ ) ખાતાપીતા નથી, પણ એક ધર્મ અને એક વર્ણના લોકો સાથે પણ એઓ ખાતાપીતા નથી હિન્દુઓમાં છૂત-અછૂતની બીમારી છે. સંકુચિત વૃત્તિમાંથ ઉદ્દભવેલી અયોગ્ય રૂઢિઓ અને "ભેદ-દીવાલો" જેટલી વહેલી તૂટે તેટલું શ્રેય છે.

લિપિભેદ, ભાષાભેદ જેવા પ્રશ્નોનું સમાધાન કઠિન નથી. પુણ્ય-પાપ અને મરણ પછીની સારી કે ખરાબ ગતિને લગતી પણ એક વાત છે. ઇસ્લામમાં પણ રહેમ ( દયા ), મહોબ્બત અને નેકી જેવાં ધર્મનાં મૂલ સૂત્રો ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે અને અનીતિ-બેઈમાનીને સખ્ત વખોડવામાં આવી છે. હિન્દુ-મુસલમાન બન્નેની માન્યતાઓની મતલબ એ છે કે મર્યા બાદ વર્તમાન જન્મનાં સારાં કે બુરાં કામ ( પુણ્ય-પાપ ) નાં ફળ મળવાનાં. ભલે પછી એકના હિસાબે મર્યા પછી તરત મળે, અને બીજાના હિસાબે કેટલાક વખત પછી. એટલે એ બન્ને સંસ્કૃતિઓના મતે પાપ ત્યાજ્ય છે અને સત્કર્મરૂપ પુણ્ય કર્તવ્ય છે.

### અસ્પૃશ્યતાનિષેધ

જાનવર અસ્પૃશ્ય નહિ અને માણસ અસ્પૃશ્ય ? મલિનતાની કે મલિન પ્રવૃત્તિની વિશિષ્ટ હાલતમાં તેટલા વખત પુરતી સાધારણ રીતે અસ્પૃશ્યતા માની લીધા છતાં તે હાલતમાં તે વખતે પણ રોગાદિ દશામાં સારવાર કે શુશ્રુષા કરવામાં

અસ્પૃશ્યતા આડે આવવી ન જોઇએ. તે હાલતમાં તે વખતે અસ્પૃશ્યતા ધારીને સારવાર કે શુશ્રૂષાનું પુણ્ય કર્તવ્ય બજાવવામાંથી હટી જવું એ ઘોર પાપ છે, મહામૂઢતા અને નીચતા છે. સ્વજનની બીમારીમાં મલિન હાલતમાં પણ સેવા–શુશ્રૂષા કરાય છે, તેમ માણસમાત્રને માટે સમજવું યોગ્ય છે. અનુકમ્પા, દયા, પરોપકારનો ધર્મ સર્વભૂતગોચર છે–પ્રાણીમાત્ર તરફ બજાવવાનો છે. જાનવરો દયા, અનુકમ્પા, સેવાને પાત્ર અને ઢેડ, ભંગી વગેરે માણસો એને પાત્ર નહિ ? કોઇને અસ્પૃશ્ય માનીએ તો એ સેવા–શુશ્રૂષાને અપાત્ર બની જાય, અને ભૂતદયાનો ધર્મ એટલે અંશે ખંડિત થઈ જાય, એટલે અંશે નિર્દયતા અને ક્રૂરતા પોષાઈને દયાધર્મના મૂળ પાયાને હચમચાવી મૂકે. નિરર્થક સ્પર્શની તો વાત જ નથી, પણ બીજાનું ભલું કરવા માટે પણ એને સ્પર્શ કરતાં અચકાવું એ ઘોર બુદ્ધિવિભ્રમ છે. સમજુ અને ભલા શાણા માણસનું અજ્ઞાની, મેલા, ગંદા, ગાંડા બધા પ્રત્યે દયાળુ વલણ હોય. શકયતા મુજબ એ તેમનું ભલું કરી છૂટે–સારી શિખામણ આપીને, યથાશક્તિ મદદ કરીને અને પોતાના શરીરથી ઉપકારક થઇને. સારી શિખામણ અને સાચી સહાનુભૂતિ વડે મલિનજીવીઓને સ્વચ્છતાની ભલામણ કરી શકાય છે અને સારા સંસ્કારો એમનામાં જન્માવી શકાય છે, જેના પરિણામે અશુચિકર્મજીવીઓ પણ તે ધંધામાંથી પરવાર્યા પછી ન્હાઈ–ધોઈ સ્વચ્છ કપડાં પહેરી સારા નાગરિકની જેમ જનતા વચ્ચે વિહરી શકે છે. આમ, આભડછેટ, ઘૃણા અને અપમાનની વૃત્તિ શમી જઈ શકે.

ગરીબ દીન દુઃખીની સેવા એ ઇશ્વરની સેવા છે. એ ઇશ્વરના આરાધનનો માર્ગ છે. એની સાચી પૂજા દુઃખીઓનું ભલું કરવામાં છે—मनसा, वाचा, कर्मणा.

એક પ્રૌઢ વિદ્વન્મહાશય કહી ગયા છે કે—

स्पृश्यास्पृश्यविवेके तु जातिर्नाम न कारणम् ।
किन्त्ववस्था मनुष्याणां निर्मला समलाऽथवा ॥
भक्त्या पूतं मनो येषां देहः स्नानादिभिस्तथा ।
ते सर्वे स्वागता अत्र देवदर्शनकाङ्क्षिणः ॥

અર્થાત્—સ્પૃશ્યતા અને અસ્પૃશ્યતા જાતિને લીધે નથી કિન્તુ માણસની તાત્કાલિક નિર્મલ કે મલિન અવસ્થા પે આશ્રિત છે.

જેમનું મન ભક્તિભાવિત છે અને શરીર સ્નાનાદિથે શુદ્ધ છે તે બધાઓને દેવમન્દિરમાં દેવદર્શનાર્થે સ્વાગત કરવામ આવે છે—તેઓ કોઇ પણ કોમના હોય.

ભગવાન્ વિશ્વેશ્વર છે, એની આગળ બધા માણસો સરખા છે. કોઈ પણ એ વિશ્વનાથ, વિશ્વબન્ધુના દરબારમાં વિવેકસર આવી એને પ્રણામ કરી શકે છે.

उच्चो गुणे कर्मणि यः स उच्चो नीचो गुणे कर्मणि यः स नीचः ।
शूद्रोऽपि चेत् सच्चरितः स उच्चो द्विजोऽपि चेद् दुश्चरितः स नीचः ॥

[ લેખકની "वीर-विभूति" ]

અર્થાત્—ગુણ, કર્મમાં જે ઉચ્ચ તે ઉચ્ચ અને નીચ તે નીચ. શૂદ્ર પણ સચ્ચરિત હોય તો ઉચ્ચ છે અને બ્રાહ્મણ પણ દુશ્ચરિત હોય તો નીચ છે

પ્રાચીન જૈનકથાસાહિત્યમાં ચાંડાલજાતીય 'ચિત્ર' અને 'સંભૂતિ' વગેરેનાં ઉદાહરણો છે, જેઓ સમાજથી પિટાઈ જૈન શ્રમણને ચરણે આવ્યા છે અને જેમને વિશ્વબન્ધુ શ્રમણોએ અપનાવી લીધા છે—સાધુધર્મમાં દીક્ષિત કર્યાં છે.

**ઉપસંહાર**

પ્રાન્તે, કતિપય સદ્વચનોના વિષયસમર્થક નિર્દેશો સાથે મારી આ લઘુસન્દેશપત્રી સરસ્વતીને સમાપ્ત કરીશ:—

न गंगा यमुना चापि सरयू वा सरस्सती ।
निन्नगा वा चिरवती मही चापि महानदी ॥
सक्कुणंति विसोधेतुं तं मलं इध पाणिनं ।
विसोधयंति सत्तानं यं वे सील-जलं मलं ॥

( બૌદ્ધ ગ્રન્થ 'विसुद्धिमग्ग' )

—ગંગા, યમુના, સરયૂ, સરસ્વતી વગેરે નદીઓ પ્રાણીઓના તે મેલને ધોવા સમર્થ નથી કે જે મેલને શીલરૂપ જલ ધોઈ શકે છે.

જૈન 'ઉત્તરાધ્યયન' સૂત્ર ફરમાવે છે કે—

" अप्पणा सच्चमेसेज्जा मित्तिं भूएसु कप्पए । "

અર્થાત્ સત્યોપાસક બનો ! પ્રાણીમાત્ર તરફ મૈત્રી રાખો !

ગીતા કામ-ક્રોધ-લોભને નરકનાં દ્વાર બતાવી તેમનો ત્યાગ કરવાનું ફરમાવતાં કહે છે—

" त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् " ॥

( ૧૬ મો અધ્યાય )

કુરાનેશરીફની શિખામણ છે:—

" जो कुछ भलाई अपने लिए पहिलेसे भेज दोगे, उसे खुदाके यहां पाओगे " ।

( સુરે બકર )

" जो लोग अल्लाह पर और रोजे आखिरत* पर ईमान लाए और अच्छे काम करते रहें तो उनको उनका अज्र उनके परवरदिगारके यहाँ मिलेगा " ।

( સુરે બકર )

" जिन लोगोंने भलाई की उनके लिए भलाई है, और जिन लोगोंने बुरे काम किए, तो बुराईका बदला वैसी ही बुराई है " ।

( સુરે યનુસ )

" तुम अल्लाह पुकारो या रहमान पुकारो, जिस नामसे भी पुकारो सब नाम अच्छे हैं " ।

( સુરે બની ઇસ્રાઇલ )

" बुराईके बदले में नेकी करो तो तुम देखोगे कि जो शख्स तुम्हारा दुश्मन था, वह तुम्हारा दोस्त हो जायगा " ।

( સુરે હામીસ સજદેહ )

બાઇબલ કહે છે:—

" He shall have judgment without mercy that hath showed no mercy. "

* મતલબ કયામત પર યકીન રાખવો, જેથી

( જેઓએ દયા દર્શાવી નથી તેમને દયાવિહીન જજમેન્ટ ભોગવવું પડશે. )

"Blessed are the merciful, for they shall obtain mercy."

(જેઓ દયાળુ છે તેઓ ભાગ્યશાલી છે, કેમકે તેમના પર ઈશ્વરની કૃપા ઊતરવાની છે.)

અન્તમાં પ્રભુને પ્રાર્થીએ કે—

હે પ્રભુ ! આ 'ધર્મ'ના અર્થાત્ ઝનૂની મજહબોના સકંજામાંથી ધાર્મિકતાને બચાવ !

વિ. સં. ૨૦૦૨

---

ધર્મની આવશ્યકતા શું ? એમ પૂછનારે સમજી લેવું જોઇએ કે જીવનની આવશ્યકતા શું ? જીવનવિકાસનો માર્ગ એ જ ધર્મ. જગતમાં ધાર્મિક કલહો થાય છે તે માટે ધર્મનાં તત્ત્વો જવાબદાર નથી, પણ ધર્મનાં મૂળભૂત તત્ત્વોને અવગણી ધર્મ ચૂંથનાર લોકો જ તે માટે જવાબદાર છે.

જનસેવાના પવિત્ર સિદ્ધાન્ત પર જીવનનું દરેક ...

## કિંચિત્ સંશોધન

—— x ——

"બૌદ્ધધર્મ સંસારને દુઃખરૂપ માનેછે, જૈનો સંસાર ત્યાગ દેવામાં માને છે, શંકરાચાર્ય સંસારને માયા માને છે, આ જે સંસાર સત્ય છે, જેનો ત્યાગ થઇ શકે તેવો નથી અ દુઃખરૂપ પણ નીવડે તેવો નથી તેના તરફ હિન્દુઓમાં અ ત્રણેની અસરથી ઉદાસીનતા આવી ગઇ છે"

પંડિત સાતવળેકરજીના આ ઉદ્ગાર છે. પણ વસ્તુસ્થિતિ એ છે કે બૌદ્ધો સંસારને દુઃખરૂપ માને છે અને જૈનો પણ તેમ માની તે પરથી વૈરાગ્ય ધારણ કરવામાં માને છે તે દુનિયાથી ભાગી છૂટી અકર્મણ્ય બનવા માટે નહિ, પણ સંસારનો અર્થ રાગ-દ્વેષ-મોહ હોઈ અને તે દુઃખરૂપ હોઇ સચ્ચારિત્ર-ના બળે તે દોષોથી મુક્ત થતા રહી સ્વપરકલ્યાણસાધનની દિશામાં કર્મશીલ થવા માટે. ભૂમિકા ચાહે ગૃહસ્થાવસ્થાની હોય કે સાધુ-સંન્યાસી અવસ્થાની, કોઇપણ ભૂમિકામાં માણસે પોતાના ચિત્તને શુદ્ધ બનાવી સચ્ચરિતશાલી બનવું જોઇએ અને પોતાના શુદ્ધ તથા ઉજ્જ્વલ જીવનને લોકકલ્યાણની

પ્રવૃત્તિમાં લગાવવું જોઈએ. આ તાત્પર્ય છે બુદ્ધધર્મની અને જિનધર્મની મૂળ સંસ્કૃતિનું. બુદ્ધ અને મહાવીરના મૌલિક ઉપદેશમાં ભાગ્યવાદ પર આશ્રિત રહેવાની વાત જ નથી. એ તો ક્રિયાવાદી છે અને ઉદ્યમ, પ્રયત્ન, પુરુષાર્થના જોરદાર સમર્થક છે.

પંડિત સાતવળેકરજીનું એમ પણ કહેવું થયું છે કે—

"આર્યસંસ્કૃતિનો પાયો તત્ત્વજ્ઞાન ઉપર છે, કોઈ એક વ્યક્તિ ઉપર નહિ. બીજી સંસ્કૃતિનો પાયો વ્યક્તિ ઉપર છે, ફિલસૂફી ઉપર નહિ. ઇસ્લામમાંથી મહમદ લઈ લ્યો, ખ્રિસ્તી ધર્મમાંથી ઇશુને લઈ લ્યો, બૌદ્ધમાંથી બુદ્ધ અને જૈનમાંથી તીર્થંકર લઈ લ્યો તો એ ધર્મસંસ્કૃતિ નહિ રહે. આર્યસંસ્કૃતિ એવી કોઇ વ્યક્તિ ઉપર નિર્ભર નથી."

પંડિતજીના મતે શું બૌદ્ધ-જૈન સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિમાં નથી? અને પંડિતજીની ઉપરની વાત જૈનધર્મને લાગૂ પડે તેમ નથી. જૈનધર્મ વ્યક્તિ પર નિર્ભર નથી, પણ તત્ત્વજ્ઞાન પર નિર્ભર છે. જૈનધર્મના છેલ્લા તીર્થંકર મહાવીર થયા છે, પણ મહાવીર જૈનધર્મના ઉત્પાદક નથી. મહાવીર પોતે જ કહે છે કે મારી અગાઉ થયેલા તીર્થંકરો જે માર્ગનો ઉપદેશ કરી ગયા છે તે જ માર્ગનો ઉપદેશ હું કરૂં છું. મતલબ કે જૈન નામથી જાણીતી ધર્મસંસ્કૃતિ કોઈ એક વ્યક્તિ ઉપર આશ્રિત નથી, પણ તે પરંપરાથી વહેતી આવતી સ્વયંભૂ સંસ્કૃતિ છે, જેને તે તે સમયે તીર્થંકરો પ્રકાશમાં લાવે છે. આમ, તીર્થંકરો માત્ર તે સનાતન સંસ્કૃતિનું પુનઃ ઉદ્ભાસન જ કરનારા છે. તીર્થંકર મહાવીરની પહેલાં તીર્થંકર પાર્શ્વનાથ

થયા છે, જે, મહાવીરની જેમ ઐતિહાસિક વ્યક્તિ છે અને મહાવીર પોતાની પાસે આવેલા એમની (એ પાર્શ્વદેવની) પરંપરાના શિષ્યોને પોતાની જે વાત સમજાવે છે તેમાં એમની (પાર્શ્વદેવની) શાહેદી પણ ઉમેરે છે. જેમ પાર્શ્વ અને મહાવીરની ધર્મસંસ્કૃતિ જુદી નથી, તેમ જૈન આગમોના ઉલ્લેખ મુજબ પાર્શ્વદેવની અગાઉ થયેલા તીર્થંકરો સાથે મહાવીર પોતાના ધર્મોપદેશની એકવાક્યતા જણાવે છે.

---

અમર પુરસ્કાર. જિન્દગીમાં વાસ્તવિક મહત્ત્વ અને વાસ્તવિક સફલતા મેળવવા માટે આપણે ચારિત્ર ઘડનારા ગુણો કેળવવા જોઇએ. ચારિત્ર એ જિન્દગીનો મુકુટ છે, અથવા જિન્દગીનું શ્રેષ્ઠ સૌરભ યા શ્રેષ્ઠ સૌન્દર્ય છે. ચારિત્ર એટલે અભ્યાસરૂપ બનેલ સદાચરણોનો ગુચ્છ. આપણે સારી ટેવો પાડવી જોઇએ—નિયમિતતાની, વખતસર વર્તવાની અને માનસિક તથા શારીરિક શુદ્ધતાની, તેમ જ વર્તનવ્યવહાર તથા રીતભાતમાં શિષ્ટતા—સભ્યતાની. આપણે આપણા સઘળા ઉદ્યોગ અને ક્રિયાપ્રવૃત્તિમાં નિશ્છલ, નિષ્કપટ, પ્રામાણિક, સત્યવાદી બનવું જોઇએ. આપણામાં નૈતિક હિમ્મત, બળ અને વીરતા હોવાં જોઇએ, વિવેકસમ્પન્ન સાહસિક બનવા જેટલાં નિર્ભયતા અને ચરાતન જોઇએ. પરમ આદર્શના પૂજક બની આપણામાં આત્મનિગ્રહ, આત્માનુશાસન અને સ્વાશ્રયિતનું તેજ પ્રદીપ્ત થવું જોઇએ.

આ ગુણોથી માણસ મહાન્, પ્રતાપી અને પ્રભાવશાલી બને છે અને જિન્દગી જીતી ગયાનો મહાન્ અને અમર પુરસ્કાર પ્રાપ્ત કરે છે.

(૧૩)

## ભવદેવની દીક્ષા

—×—

ભવદેવનો મોટો ભાઇ ભવદત્ત છે. ભવદેવની તેના પર પરમ ભક્તિ છે. ભવદેવનું ભ્રાતૃભક્ત હૃદય ભવદત્તના ખૂણ જાણવામાં છે. દીક્ષાના કાર્યમાં-ભવદેવને મૂંડવામાં આ ભ્રાતૃભક્તિનો લાભ ભવદત્તે લીધો હોય એમ સ્પષ્ટ "પરિશિષ્ટપર્વ" ના શ્લોકો પરથી જણાય છે. ભવદત્તને ખબર છે કે ભવદેવ તેની વાતને અનિચ્છાએ પણ સ્વીકારી લે છે. ભવદેવની નરમાશ, દાક્ષિણ્યવૃત્તિ અને ભક્તિભીની લાગણી જ તેને દીક્ષિત કરવામાં ભવદત્તને ઉપયોગી થઈ પડી છે. ખરેખર, તેની કોમળ, દાક્ષિણ્ય, ભદ્ર અને ભક્ત વૃત્તિનો લાભ લઇને તેની દીક્ષા સધાયેલી છે. ભવદત્તે અગાઉથી જ બીજા સાધુ સાથેની સ્પર્ધામાં, બીજા સાધુએ કરેલા વ્યંગમય ટોણા પર પોતાના ભાઇને મૂંડવાનું બીડું ઝડપ્યું હતું. ભવદત્ત મહારાજ ભવદેવને ખેંચવાના ઇરાદાથી જ્યારે તેના ઘરે આવે છે, ત્યારે ત્યાં ભવદેવનો લગ્નોત્સવ ચાલી રહેલો જુએ છે. મહારાજને જોતાં સગાં-સંબંધીઓ એકદમ તેમને પગે લાગવા દોડી આવે છે, અને પછી તેઓ તેમને આહાર વહોરાવે છે. ભવદેવ પણ

હેમચન્દ્રાચાર્યે "પરિશિષ્ટપર્વ" માં (પહેલા સર્ગને ૨૮૭ મા શ્લોકથી) વર્ણવેલા આ કથાભાગ પરથી ભવદેવની દીક્ષાનું ચિત્ર કેવું ખડું થાય છે!

ભવદત્તે જ્યારે સૂરિજીની આગળ ભવદેવને દીક્ષાર્થી જાહેર કર્યો તે જ વખતે ભવદેવે પોતાનો આન્તરિક અવાજ સ્પષ્ટ રજૂ કરવો જોઇતો હતો. તેણે પોતાની દીક્ષા વિષેની અનિચ્છા બતાવી હોત અને એમ છતાંય જો તેને દીક્ષા અપાઈ હોત તો આપનાર જરૂર મોટા ગુન્હેગાર ગણાત. પણ ભાઈના દાક્ષિણ્યમાં આવીને મન વગર પણ–મરજીવિરુદ્ધ પણ જ્યારે ભવદેવ પોતે જ દીક્ષા લેવાની હા પાડે છે, પછી એમાં દીક્ષા આપનાર સૂરિનો શો દોષ! દોષ ગણીએ તો એટલો કે હજુ લગ્નોત્સવ જેનો ચાલી રહ્યો છે એવા તરતના પરણેલાને દીક્ષા આપતા પહેલાં તેમણે વિશેષ નિરીક્ષણ ન કર્યું. પણ નહિ, વિશેષ નિરીક્ષણ કરવાની જરૂર જ લાગી નહોતી, એટલે જ તો સ્વજન-સમ્બન્ધીઓથી છાની રીતે અપાયલી દીક્ષાની સલામતી માટે તેને (ભવદેવને) બીજે ઠેકાણે, ખબર ન પડે તેવી જગ્યાએ ખસેડી દીધો. આ ખુલ્લો જ માયાપ્રપંચ ને!

ભવદેવનાં સગાં–સંબંધીઓનો ભવદત્ત મહારાજ ઉપર પણ એટલો ભક્તિરાગ હતો કે ભવદેવને સારુ ભવદત્તની સાથે તેઓ ઝઘડામાં ન ઊતરતાં કે બીજી કંઇ ધાંધલ ન મચાવતાં તેમની પાસેથી સીધા ઘર ભણી વિદાય થઇ ગયા.

વાચક! જોઇ દીક્ષાની કરામત!

વિ. સં. ૧૯૮૫

## મહાવીર દેવનાં માતા-પિતા

—×—

મહાવીરના ગર્ભને દેવાનન્દા બ્રાહ્મણીના ઉદરમાંથી ત્રિશલા
ત્રિયાણીના ઉદરમાં ફેરવવાની વાત કલ્પસૂત્રમાં* જે ઉલ્લેખા-
ી છે તે આજના અનેક શિક્ષિત લોકોને ગળે ઊતરતી
ી. વળી તેઓ એ વિષે એમ પણ કહે છે કે દેવાનન્દા
ને તેનો પતિ ઋષભદત્ત બ્રાહ્મણ બન્ને પુણ્યશાલી અને
ભવમોક્ષગામી હતાં, અર્થાત્ આવાં સુપાત્ર એ દમ્પતિ
ાં, પછી મહાવીરને દેવાનન્દાના ઉદરમાંથી શું કામ
સેડયા ? દેવાનન્દાથી જન્મ પામેલ મહાવીર મહાવીર ન બનત
? બ્રાહ્મણપ્રસૂત ઋષિ-મહર્ષિઓએ પ્રબલ પુરુષાર્થનાં કામ
ી કર્યાં શું ? આમ, કોઇનું ઉઠાવીને કોઇને હવાલે કરવું
માં ભક્તિભાવની ભોળી લાગણી ભલે હોય, પણ એ વિવેકપૂત,
ત્યપૂત તો ગણાય નહિ. કોઇનું લૂંટાવું થાય છે તો એના
કર્મથી, પણ એને લૂંટનાર દોષનો ભાગી તો જરૂર થાય છે,

* ગર્ભાપહારની વાત આચારાંગના ઉત્તર વિભાગમાં પણ આવે છે, પણ તે ભદ્રબાહુ સ્વામીના સમયમાં યોજાયેલ છે.

તેમ દેવાનન્દાના ગર્ભને ઉઠાવી બીજાને સોંપી દેનારને અ નહિ કહી શકાય ?

સ્ત્રીનું તીર્થંકરત્વ આશ્ચર્યરૂપે પણ સ્વીકૃત કરી લેવાયુ તેમ બ્રાહ્મણપુત્રનું તીર્થંકરત્વ સ્વીકૃત ન કરી લેવાત ?

શાસ્ત્રે ગર્ભાપહાર કરાવ્યા છતાંય મહાવીર–ભલે તેમને બ્રાહ્મણીના ઉદરથી જન્મવા ન દીધા છતાં પણ–બ્રાહ્મણસત્ત્વ-સમ્ભૂત હોઇ બ્રાહ્મણ તો રહ્યાં જ ને ! તો પછી બ્રાહ્મણીના ઉદરથી જ તેમને જન્મવા દીધા હોત તો ?

કેટલાકો ગર્ભાપહારની આ સમગ્ર વાત, જે કલ્પસૂત્રમાં આવે છે, બ્રાહ્મણવર્ગ તરફ ઘૃણા બતાવવાના ઈરાદે મુકાયેલી માને છે. પણ એ તો સ્પષ્ટ છે કે એ વાત કંઈ મહાવીર દેવનો મહિમા વધારતી નથી. એમ છતાં નોંધાઈ છે, માટે તેમાં હકીકત તરીકે કંઈક હોવું જોઈએ એવી કલ્પના પર આવીને કેટલાક વિચારકો બાળ મહાવીરની પ્રસૂતિ પછી ફેરવણી થયાની કલ્પના કરે છે. કિન્તુ તે વિષે પણ બે મતભેદો પ્રવર્તે છે. કેટલાકને મતે દેવાનન્દાપ્રસૂત મહાવીર ત્રિશલાને સોંપાય છે અને બીજા કેટલાકને મતે ત્રિશલાપ્રસૂત એ બાળ દેવાનન્દાના ખોળામાં પળે છે. આ બે વિકલ્પો ખડા થાય છે તેનું કારણ એ છે કે આગમમાં મહાવીરની માતા તરીકે ત્રિશલા તો છે જ, પણ સાથે સાથે દેવાનન્દા પણ માતા બનવા પામી છે. ભગવતી સૂત્રમાં ( શતક ૯, ઉદ્દેશ ૩૩ ). દેવાનન્દા અને તેનો પતિ ઋષભદત્ત બ્રાહ્મણ બન્ને જ્યારે વ્યાખ્યાન-પરિષદ્‌માં વિરાજમાન તીર્થંકર મહાવીરદેવને વન્દન કરવા આવ્યાં છે ત્યારે મહાવીરે દેવાનન્દાને પોતાની અમ્મા (માતા)

અને પોતાને તેણીનો આત્મજ (પુત્ર) કહેલ છે; અને કલ્પસૂત્રમાં મહાવીર ૮૨ દિવસ સુધી દેવાનન્દાના ગર્ભમાં રહી ત્રિશલાના ગર્ભમાં આવે છે. આ પ્રકારના ઉલ્લેખોના આધાર પર ઉપર જણાવ્યા તે બે વિકલ્પો ખરા થાય છે. પણ એ બે વિકલ્પોમાં કયો સુસંગત લાગે છે એ વિચારતાં એમ માલૂમ પડે છે કે દેવાનન્દાપ્રસૂત બાળક ૮૨ દિવસનો મોટો થઇને ત્રિશલાની પાસે આવે એ બરાબર બંધબેસતું લાગતું નથી; એ વાત ખુલ્લી પણ પડી જાય; રજવાડામાં સદ્યઃપ્રસૂત બાળકની ફેરવણીની ઘટના બને છે. વળી એ પ્રશ્ન પણ સામે આવે છે કે ત્રિશલાને 'નન્દિવર્ધન' પુત્ર હોતાં દેવાનન્દાનો પુત્ર તે શું કામ ગ્રહણ કરે ? અતઃ બીજો વિકલ્પ અર્થાત ત્રિશલાપ્રસૂત મહાવીરના દેવાનન્દાના ખોળામાં ૮૨ દિવસ સુધી પળાવાની કલ્પના બંધબેસતી લાગે છે. આ કલ્પના આગમમાં પૂર્વોક્ત ૮૨ દિવસની જે વાત છે તે જગાડે છે. નહિ તો ત્રિશલાપ્રસૂત બાળકને બીજી નારી પાસે જવાનું શું કામ હોય ? હા, દેવાનન્દાનો ત્રિશલારાણી સાથેનો વિશિષ્ટ સખ્યભાવ માની લેતાં તે (દેવાનન્દા) મહાવીરની ધાવમાતાના દરજ્જાની પાલક-પોષક માતા બની શકે, પણ તોયે, દેવાનન્દાની પાસેથી એ બાળક લઇ લેવાતાં એણીને જે દુઃસહ આઘાત થાય છે અને વ્યાખ્યાનપરિષદમાં તીર્થંકર મહાવીરનાં દર્શન કરતાં એણીને જે સર્વાંગવ્યાપી પરમ આનન્દનો ઉદ્ગમ થાય છે તે તો ત્યારે ઘટી શકે કે જ્યારે ત્રિશલાથી જન્મ પામીને મહાવીરનું પાલનપોષણ દેવાનન્દાના ખોળામાં થવા માંડે અને તે ઠીકઠીક વખત સુધી ચાલુ રહે. એટલે આ કલ્પનાની સાથે શાસ્ત્રોક્ત ૮૨ દિવસનો આંકડો સુસંગત થઇ શ[illegible] તે એ કલ્પના પર પણ લઇ જઇ

શકે કે ત્રિશલારાણીએ મહાવીરને જન્મ આપ્યા પછી તેણીની તબિયત* બીમાર પડી ગઇ હોય અને એ કારણે એ રાણીની પરમ સખીભૂત દેવાનન્દાના ખોળામાં એ બાળકનું× પાલન-પોષણ થયું હોય અને તે એંસી-બ્યાસી જેટલા દિવસ સુધી ચાલ્યું હોય, અને એમ હોતાં એટલા વખત સુધીમાં દેવાનન્દાનો એ બાળકની સાથે જડાઇ ગયેલ ઘનિષ્ઠ પ્રેમ એણીને એણીની પાસેથી એ બાળક પાછો લઈ લેવાતાં જરૂર શોકાવિષ્ટ બનાવી મૂકે, અને એ બાળક મોટો થઇ તીર્થંકરપદે આરૂઢ થયેલ હોય તે વખતે તેનાં-તે પ્રકાશપૂર્ણ તેજસ્વી પુરુષનાં દર્શન કરતાં એણીનું સમગ્ર અંગ પરમ આનન્દના ઉદ્ગમે ઉલ્લસિત તથ રોમાંચિત પણ બનવા પામે, અને તે વખતે મહાવીરનું એમ કહેવું કે 'આ મારી અમ્મા છે' એ પણ સુસંગત થઇ શકે.

---

* દેવાનન્દાની પાસેથી એ બાળકને પાછો લઇ લેવામાં આવતાં એણીને જે આકરો હૃદયસન્તાપ થયો શાસ્ત્રમાં ઉલ્લેખાયેલ છે તે પરથી ત્રિશલારાણીની તબિયત પ્રસૂતિ પછી અસ્વસ્થ થઈ હોય એમ કલ્પના કરવાનું પ્રાપ્ત થાય છે; કેમકે એમ હોતાં જ એ બાળકની સાથે દેવાનન્દાનો સતત ઘનિષ્ઠ સંબંધ અને એના પરિણામે ઘનિષ્ઠ પ્રેમ સંભવિત બને છે અને એથી એની પાસેથી એ બાળકને લઇ લેવામાં આવતાં એના હૃદય પર દુઃસહ આઘાત પહોંચે એ ઉપપન્ન થઇ શકે છે.

× જૈન ગ્રન્થો એમ માને છે કે બાળ તીર્થંકર પોતાની માતાને ધાવતા નથી, કિન્તુ એ બાળકની આંગળીમાં દેવ અમૃતરસ પૂરે છે, જેને ચૂસીને એ બાળક પોતાની તૃપ્તિ કરી લે છે. પણ માને ધાવવામાં ભગવાનનું મહત્ત્વ કંઇ ઓછું થઈ જાય છે ! એ તો સ્વાભાવિક છે, સત્ય-શિવ-સુન્દર છે.

મહાવીર દેવના આ કથનથી જોઇ શકાય છે કે એમણે તે વખતે દેવાનન્દા બ્રાહ્મણી અને ઋષભદત્ત બ્રાહ્મણ એ દમ્પતિને ઉદ્દેશીને 'આ મારા માતા-પિતા છે' એમ કહ્યું નથી. આ ઉપરથી દેવાનન્દા મહાવીરની 'માતા' બની શકે છે, પણ ઋષભદત્ત એમના પિતા બની શકતા નથી. એથી એ સ્ફુટ થાય છે કે દેવાનન્દા ભગવાન્‌ની પાલક-પોષક માતા હોય.

ઓક્ટોબર-૧૯૫૪

# મહાવીર દેવનું વિશાળ શાસન

×

મહાવીર દેવનું શાસન એટલે તેમની આજ્ઞા, તેમનો કલ્યાણકારક ઉપદેશ અથવા તેમણે બતાવેલો કલ્યાણસાધક માર્ગ. એ માર્ગ પરમ કલ્યાણની દૃષ્ટિએ શ્રામણ્ય છે (શ્રામણ્ય એટલે વીતરાગ ચારિત્રની સાધના), જેના પ્રાણ યા જેનો આત્મા છે ઉપશમ.* આ ઉપશમ અને એના પૂર્ણ ઉત્કર્ષના પરિણામે પ્રકટ થનારું કેવલજ્ઞાન કોઈ ચોક્કસ પ્રકારના વેષ સાથે કે કોઇ ચોક્કસ પ્રકારની ક્રિયાપ્રણાલી સાથે બંધાયેલ નથી. કોઇ પણ પ્રકારનો વેષ હોતાં–રજોહરણાદિ વેષ હોતાં કે ન હોતાં યા નગ્નત્વ હોતાં અને કોઇ દર્શનપરંપરાની કહેવાતી ક્રિયાપ્રણાલીના અનુપાતમાં એ સિદ્ધ થઇ શકે છે. આ વાત 'અન્યલિંગે ×સિદ્ધા' એ વચનથી મહાવીરે સ્પષ્ટ જાહેર કરી છે. જે વ્યક્તિ અન્યલિંગમાં ઉપશમ (વીતરાગતા) અને કેવલજ્ઞાન સંપાદન કરે તેની ક્રિયાપ્રણાલી અને તેની દાર્શનિક માન્યતાઓ તે લિંગને અનુસરતી હોવાનો વધુ સંભવ છે. જેમ અન્યલિંગે તેમ ગૃહસ્થલિંગે પણ ઉપશમભાવ અને કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઇ શકવાનું મહાવીર જણાવે છે. અર્થાત્

* 'उवसमसारं खु सामण्णं' કલ્પસૂત્ર

× અન્યલિંગે અને ગૃહલિંગે સિદ્ધ થવાનો ઉલ્લેખ 'પન્નવણા' સૂત્રના પ્રથમ પદમાં છે.

જેણે સંન્યાસની અવસ્થા ગ્રહણ કરી ન હોય, ગૃહનિવાસી હોય તે પણ આત્મસાધનાને વિકસાવતાં અધ્યાત્મયોગના ઉચ્ચ શિખરે પહોંચી પૂર્ણ ઉપશમભાવ અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે એમ એ મહાપુરુષનું પ્રવચન કહે છે.

આની મતલબ એ છે કે વીતરાગતા માટે સંન્યાસમાર્ગ સરળ કે ધોરી માર્ગ ગણીએ તોયે એવો એકાન્ત નથી કે એ વગર વીતરાગતા સાધી શકાય જ નહિ. વાસ્તવમાં ચિત્તનો સંન્યાસ જે તાત્ત્વિક સંન્યાસ છે જે ઉપશમભાવની સાધનારૂપ છે અને વીતરાગ દશાએ પહોંચાડે છે. તેને માટે બાહ્ય સંન્યાસ જોઈએ જ એવું એકાન્તવિધાન મહાવીરના શાસનમાં નથી, તેમ જ એવું પણ વિધાન નથી કે જૈનદર્શનસમ્મત દાર્શનિક માન્યતાઓ ધરાવ્યા સિવાય તથા તે સમ્પ્રદાયમાં પ્રચલિત યા પ્રમાણિત ગણાયેલાં ક્રિયાકાંડના અનુષ્ઠાન સિવાય વીતરાગતા આવી શકે જ નહિ. સંન્યાસ ( બાહ્ય સંન્યાસ ) ની ગેરહાજરીમાં સિદ્ધત્વ ( કેવલિત્વ ) પામેલાઓમાં ઋષભદેવની માતા મરુદેવા, સમ્રાટ્ ભરત, રાજા પ્રસન્નચન્દ્રના સહોદર વલ્કલચીરી, રાજા પૃથ્વીચન્દ્ર તથા ગુણસાગર અને કૂર્માપુત્રનાં નામ જૈનકથારત્નકોષમાં જાણીતાં છે.

ઉત્તરાધ્યયનના તેવીસમા અધ્યયનમાં આવતા કેશી–ગૌતમના સંવાદમાં તેત્રીશમી ગાથાની ટીકામાં ભાવવિજયજી ગણી કહે છે—

"ज्ञानादेव मुक्तिसाधनम्, न तु लिङ्गम्। श्रूयते हि भरतादीनां लिङ्गं विनापि केवलोत्पत्तिः। इति तत्त्वतो लिङ्गस्य अकिञ्चित्करत्वात् तद्भेदो विदुषां विप्रत्ययहेतुः।"

અર્થાત્ જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ત્રણનો સંયોગ જ મુક્તિને

માર્ગ છે, લિંગ નહિ–વેષ નહિ. ભરત વગેરેને લિંગ (વેષ) વિના પણ કેવલજ્ઞાન પ્રાપ્ત થયેલું. માટે લિંગ (વેષ) અકિંચિત્કર હોઇ તેની ભિન્નતા પર ક્ષુબ્ધ નહિ થવું જોઇએ.

નિઃસન્દેહ, મહાવીરના શાસનના વર્તમાન મૌલિક વાઙ્મયનો પ્રધાન સૂર આન્તર ક્રિયાનો છે. ખરેખર જ, મોક્ષની પ્રાપ્તિ માટે કોઈ વેષવિન્યાસ નિયત હોઇ શકે જ નહિ; અને બાહ્ય ક્રિયાકાંડ હમેશાં ભિન્નભિન્ન જ હોય. ક્રિયા શરીરધારીને સ્વભાવતઃ વળગેલી જ છે, પણ અમુક જ ઢબની, અમુક જ સંકલનાવાળી ધર્મક્રિયાથી મોક્ષમાર્ગ સધાય અને જુદી પદ્ધતિની, જુદી સંકલનાવાળી ધર્મક્રિયાથી ન સધાય એવો આગ્રહ અસ્થાને છે. એવો આગ્રહ સંકુચિત અને સમજ વગરની મનોદશાનું પરિણામ છે.

મોક્ષસાધનાને મુખ્યપણે મન સાથે જ સમ્બન્ધ છે, બાહ્ય વેષ કે બાહ્યક્રિયા સાથે નહિ; એમ છતાં એ બંને શરીરની અવસ્થા હોઇ સાધકના શરીર સાથે હોવાનાં અને સાધકની કલ્યાણસાધનામાં જેટલે અંશે સહાયભૂત થાય તેટલું તેનું મૂલ્યાંકન ખરું જ. જેને જે વેષથી અને જે બાહ્ય ક્રિયાથી પોતાની શ્રેયસાધનામાં અનુકૂલતા સાંપડે અને વેગ મળે તેને માટે તે આશીર્વાદરૂપ અને શ્રેયોરૂપ છે એ ખુલ્લું જ છે; પણ ચિત્તના ઉપશમની સાધનામાં અન્તર્જાગૃતિ અને આન્તર ક્રિયાની જે અનિવાર્ય અપેક્ષા છે તેમાં મદદગાર તરીકે બાહ્ય ક્રિયાવિધિ બધાઓની એક જ પ્રકારની, એક જ સરખી હોવી જોઇએ એવું કોઈ સમજુ માણસ માની શકે નહિ. એક દળનાં અનેક માણસો એક ક્રિયાવિધિ કરતા હોય છે તો : ના

અનેક માણસો બીજી કરતા હોય છે, અને વિશિષ્ટ વ્યક્તિની ક્રિયાવિધિ વિશિષ્ટ પણ હોઈ શકે છે. મતલબ એ છે કે ક્રિયામાર્ગનું વૈવિધ્ય નૈસર્ગિક સમજી સહુ પોતપોતાની ક્રિયાવિધિ સદ્ભાવથી આચરે, પણ બીજાની કે બીજા દળની ક્રિયાવિધિને વખોડે નહિ, ન તેના પર સંકુચિતમના બને, ન તેના પર પોતાની ક્રિયાવિધિને લાદવાની ઇચ્છા કરે. મોટી કે લાંબી ક્રિયાનું આચરણ પણ જો નિષ્પ્રાણ હોય તો વ્યર્થ જાય છે, જ્યારે નાની દેખાતી ક્રિયા પણ ઉલ્લસિત ભાવથી બજાવવામાં આવે તો તેટલા પ્રમાણમાં આત્માને લાભકારી બની જાય છે. ક્રિયાનું મહત્ત્વ તેના કદ પર નથી પણ તેના આચરણમાં જે ભાવોલ્લાસ થાય તેના પર છે.

આપણે એ ખૂબ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે ક્રિયાવિધિની ઉપયોગિતા જીવનને સદાચરણી બનાવવામાં છે. જીવનનું સદાચરણિત્વ એ જ જીવનની સહુથી મોટી સિદ્ધિ છે અને એમાં એ જેટલે અંશે ઉપયોગી થાય તેટલે અંશે તેનું સાફલ્ય અંકાય.

આ બધા પરથી ફલિત થાય છે કે—

> अपि भिन्नक्रिया भिन्नवेषा भिन्नपरंपराः ।
> चित्तोपशमसंलग्नाः सन्ति जैनेन्द्रशासने ॥

અર્થાત્-ભિન્ન ક્રિયાવાળા, ભિન્ન વેષવાળા અને ભિન્ન પરંપરાવાળા પણ જો ચિત્તની ઉપશમસાધનામાં યત્નશીલ હોય તો તેઓ જૈનેન્દ્ર (મહાવીરદેવના) શાસનમાં છે.

આ ઉપરથી જોઈ શકાય છે કે મહાવીરદેવનું શાસન કેટલું વિશાળ છે. એમાં દુનિયાભરના સાધકોનો સમાવેશ છે—ચાહે તે વૈદિક પરંપરાના હોય કે બૌદ્ધ પરંપરાના, ક્રિશ્ચિયન હોય

કે ઈસ્લામી, જરથોસ્તી હોય કે યહૂદી, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, કે કોઇ વર્ણ, વર્ગ, વંશ, દેશ, જાતિ-કુલ-સમાજના હોય. કોઈ પણ સદાચરણી સમભાવી સાધકનો એમાં સમાવેશ છે. એ ગમે તે મજહબનો, ગમે તે ફિરકાનો, ગમે તે વર્ગ-સમાજ-સમ્પ્રદાયનો વ્યવહારથી કહેવાતો હોય, વસ્તુતઃ એ મહાવીરના વાસ્તવિક માર્ગનો ઉપાસક છે. મહાવીરને પોતાની, પોતાના નામની કે પોતાના શાસનની જાહેરાતની પડી નથી; એને કેવળ સુયોગ્ય ગુણવત્તાથી મતલબ છે. મહાવીરના નામથી કે એના શાસનથી અજાણ્યો માણસ પણ જો સુશીલ, સદાચરણી અને સમભાવશાલી છે, તો તે બહારથી ગમે તે નામ, વિશેષણ કે વ્યવહારથી અભિહિત યા સંબોધિત થઇ રહ્યો હોય, પણ વસ્તુતઃ અન્તઃસ્વરૂપે મહાવીરના સન્માર્ગને જ ઉપાસી રહ્યો છે.

" जितेन्द्रिया जितक्रोधा दान्तात्मानो महाशयाः ।
परमात्मगतिं यान्ति विभिन्नैरपि वर्त्मभिः ॥ "

આ શ્લોકથી ઉપાધ્યાય યશોવિજયજી કહે છે કે ( આ શ્લોકમાં નિર્દિષ્ટ ) ગુણસંપન્ન મહાશયો ભિન્નભિન્ન માર્ગથી પણ પરમાત્મગતિને પ્રાપ્ત કરે છે.

તેઓ અધ્યાત્મસારમાં કહે છે કે—

" अन्यलिङ्गादिसिद्धानामाधारः समतैव हि ।
रत्नत्रयफलप्राप्तेर्यया स्याद् भावजैनता ॥ "

અર્થાત્-અન્યલિંગ (અન્ય ધર્મસમ્પ્રદાય) વગેરેની સિદ્ધત્વ (કેવલિત્વ) પમાય છે તેનો આધાર તે સ[illegible] પર છે. કોઇ પણ વિભિન્ન ધર્મસમ્પ્રદાયનો

સમતાના ઉત્કર્ષે પહોંચે છે ત્યારે તે વ્યવહારથી ગમે તે મજહબનો હોય યા કહેવાતો હોય, પણ સામ્યયોગના પરિણામે મોક્ષમાર્ગસંપન્ન હોઇ વસ્તુતઃ ભાવજૈન છે અર્થાત્ મહાવીરના શાસનનો સાધક બની ગયો હોય છે.

આ સમગ્ર વક્તવ્યનો સાર એ છે કે જગતનો કોઇ પણ માણસ સત્ય-અહિંસા-સંયમ-મૈત્રીના સદ્ગુણોના માર્ગે મહાવીરના શાસનની અન્તર્ગત છે.

મહાવીર દેવના સુવિસ્તૃત ઉપદેશનો મુખ્ય સાર એ જ બાબતો છેઃ નિષ્પક્ષ વિશાલદૃષ્ટિ અને અહિંસા-સત્ય-સંયમ-મૈત્રીપૂત આચરણ. જગતનો કોઇ મનુષ્ય આ જીવનસન્દેશને સહર્ષ આત્મસાત્ કરી શકે છે. સ્વ અને પરને, આ લોકમાં અને પરલોકમાં હિતાવહ આ સન્દેશ જેટલો વ્યવહારુ છે તેટલો જ આધ્યાત્મિક પણ છે, અથવા એમ પણ કહી શકાય કે [illegible] આધ્યાત્મિક છે તેટલો જ વ્યવહારુ પણ છે. મહામહિમ [illegible] મહામહનીય મહાવીરના મહાન્ શાસનની આ મહાન્ [illegible] પર ધ્યાન અપાય તો માનસિક સંકુચિતતા જે [illegible] અહીં જમાવી બેઠી છે તેને નાબૂદ [illegible] દૃષ્ટિ વિવેકી તથા ગુણદર્શી બનતાં [illegible] મહાન્ શાસનભૂમિ પર ઊભેલો [illegible]

ઓહ ! દૃષ્ટિનું આ કેવું [illegible] ! [illegible] વાત્સલ્યનાં વિશાળ વહેણ વહેવા [illegible] પણ સ્વર્ગ બની જાય.

## ( ૧૬ )

## તપોવનવિહાર

---

શ્રી પાર્શ્વદેવની જીવનકથામાં (આ ચોપડીના ત્રીજા લેખમાં) આપણે જોઈ ગયા છીએ કે ચક્રવર્તી સુવર્ણબાહુ દેવલોક ગતિને પ્રાપ્ત કરી તીર્થંકર પાર્શ્વ થયા છે. આચાર્ય શ્રી હેમચન્દ્રના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' માં નવમા પર્વમાં બીજા સર્ગથી શ્રી પાર્શ્વદેવનું ચરિત શરૂ થાય છે એમાં એ મહાપુરુષના પૂર્વભવોના વર્ણનમાં 'સુવર્ણબાહુ' ચક્રવર્તીનું જીવનચરિત આવે છે, તેમાંનો એક (તેમના તપોવનવિહારનો) પ્રસંગ અહીં રજૂ કરવામાં આવે છે. તે વૃત્તાન્ત કે ઘટના બતાવવાના ઈરાદે નહિ, પણ એ પ્રસંગનું વર્ણન વાંચતાં મહાકવિ કાલિદાસનું પ્રસિદ્ધ નાટક "અભિજ્ઞાનશાકુન્તલ+" કેવું

---

+ એમ તો મહાકવિ કાલિદાસનો વાણીરંગ આચાર્ય હેમચન્દ્રના કાવ્યમાં અનેક સ્થલોએ દૃષ્ટિગોચર થાય છે. એક ઉદાહરણ:

"परलोकजुषां स्वकर्मभिर्गतयो भिन्नपथा हि देहिनाम्" ॥

(કાલિદાસ, રઘુવંશ, સર્ગ ૮, શ્લોક ૮૫)

"गतयो भिन्नमार्गा हि कर्माधीनाः शरीरिणाम्" ॥

(હેમચન્દ્ર, ત્રિષષ્ટિચરિત, પર્વ ૯, સર્ગ ૧, શ્લોક ૫૬૭)

આચાર્ય હેમચન્દ્ર પોતાના 'કાવ્યાનુશાસન' ના પ્રથમ સૂત્રમાં કાવ્યનાં પ્રયોજન બતાવતાં એનું એક પ્રયોજન યશોલાભ પણ બતાવે છે અને એ પ્રયોજન વિષે એ ગ્રન્થની વૃત્તિમાં તેઓ લખે છે કે—

યાદ આવે છે એનો ઇશારો કરી દેવા માટે; અને સાથે જ કાવ્યરસરસિક માનસને પ્રમોદક થશે એમ પણ ધારીને.

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતના નવમા પર્વના બીજા સર્ગના ૨૧૯ મા શ્લોકથી એ પ્રસંગ આ પ્રમાણે શરૂ થાય છે—

× × ×

चलितोऽपश्यदग्रे च रम्यमेकं तपोवनम् ॥ २१९ ॥

—રાજા ( સરોવરમાંથી નીકળી ) આગળ ચાલ્યો. આગળ જતાં એણે એક રમણીય તપોવન જોયું.

उत्संगविधृतैणार्भैर्बालतापसदारकैः ।
पूर्यमाणालवालद्रु तत् प्रेक्ष्य मुमुदे नृपः ॥ २२० ॥

—જેમણે પોતાના ખોળામાં મૃગનાં બચ્ચાં ધારણ કર્યાં છે એવા બાલ તાપસકુમારો જે તપોવનનાં વૃક્ષોની ક્યારીઓ પૂરી રહ્યા છે એવા તપોવનને જોઇને રાજા ખુશ થયો.

(१) परस्पन्दे दक्षिणं चक्षुस्तत्र प्रविशतः सतः ।
राज्ञो विचारकल्पस्य कल्याणं ज्ञापयन्नवम् ॥ २२१ ॥

---

"यत इयति संसारे चिरातीता अपि श्रूयावत् कालिदासादयः सहृदयैः स्तूयन्ते कवयः ।"

અર્થાત્—કાલિદાસ વગેરે કવિઓ દીર્ઘકાળ પૂર્વે થઇ ગયા છતાં આટલા વિશાલ સંસારમાં આજ સુધી સહૃદયોથી સ્તવાય છે.

(૧) 'અભિજ્ઞાનશાકુન્તલ.' નો પ્રથમ અંક—

राजा–( प्रविश्य, निमित्तं सूचयन् । )
शान्तमिदमाश्रमपदं स्फुरति च बाहुः कुतः फलमिहास्य ?
अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र ॥ १४ ॥

# ( ૧૬ )

## તપોવનવિહાર

—— x ——

શ્રી પાર્શ્વદેવની જીવનકથામાં (આ ચોપડીના ત્રીજા લેખમાં) આપણે જોઈ ગયા છીએ કે ચક્રવર્તી સુવર્ણબાહુ દેવલોક ગતિને પ્રાપ્ત કરી તીર્થંકર પાર્શ્વ થયા છે. આચાર્ય શ્રી હેમચન્દ્રના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' માં નવમા પર્વમાં બીજા સર્ગથી શ્રી પાર્શ્વદેવનું ચરિત શરૂ થાય છે એમાં એ મહાપુરુષના પૂર્વભવોના વર્ણનમાં 'સુવર્ણબાહુ' ચક્રવર્તીનું જીવનચરિત આવે છે, તેમાંનો એક (તેમના તપોવનવિહારનો) પ્રસંગ અહીં રજૂ કરવામાં આવે છે. તે વૃત્તાન્ત કે ઘટના બતાવવાના ઈરાદે નહિ, પણ એ પ્રસંગનું વર્ણન વાંચતાં મહાકવિ કાલિદાસનું પ્રસિદ્ધ નાટક "અભિજ્ઞાનશાકુન્તલ+" કેવું

---

+ એમ તો મહાકવિ કાલિદાસનો વાણીરંગ આચાર્ય હેમચન્દ્રના કાવ્યમાં અનેક સ્થલોએ દૃષ્ટિગોચર થાય છે. એક ઉદાહરણઃ—

"परलोकजुषां स्वकर्मभिर्गतयो भिन्नपथा हि देहिनाम्" ॥

(કાલિદાસ, રઘુવંશ, સર્ગ ૮, શ્લોક ૮૫)

"गतयो भिन्नमार्गा हि कर्माधीनाः शरीरिणाम्" ॥

(હેમચન્દ્ર, ત્રિષષ્ટિચરિત, પર્વ ૯, સર્ગ ૧, શ્લોક ૫૬૭)

આચાર્ય હેમચન્દ્ર પોતાના 'કાવ્યાનુશાસન' ના પ્રથમ સૂત્રમાં કાવ્યનાં પ્રયોજન બતાવતાં એનું એક પ્રયોજન યશોલાભ પણ બતાવે છે અને એ પ્રયોજન વિષે એ ગ્રન્થની વૃત્તિમાં તેઓ લખે છે કે—

વાત આવે છે એનો ઇશારો કરી દેવા માટે; અને સાથે જ કાવ્યરસરસિક માનસને પ્રમોદક થશે એમ પણ ધારીને.

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતના નવમા પર્વના બીજા સર્ગના ૨૧૯ મા શ્લોકથી એ પ્રસંગ આ પ્રમાણે શરૂ થાય છે—

× × ×

चलितोऽपश्यदग्रे च रम्यमेकं तपोवनम् ॥ २१९ ॥

—રાજા ( સરોવરમાંથી નીકળી ) આગળ ચાલ્યો. આગળ જતાં એણે એક રમણીય તપોવન જોયું.

उत्संगविधृतैणार्भैर्बालतापसदारकैः ।
पूर्यमाणालवालद्रु तत् प्रेक्ष्य मुमुदे नृपः ॥ २२० ॥

—જેમણે પોતાના ખોળામાં મૃગનાં બચ્ચાં ધારણ કર્યાં છે એવા બાલ તાપસકુમારો જે તપોવનનાં વૃક્ષોની ક્યારીઓ પૂરી રહ્યા છે એવા તપોવનને જોઇને રાજા ખુશ થયો.

(१) पस्पन्दे दक्षिणं चक्षुस्तत्र प्रविशतः सतः ।
राज्ञो विचारकलयस्य कल्याणं ज्ञापयन्नवम् ॥ २२१ ॥

---

" अत इयति संसारे चिरातीता अपि अद्यावत् कालिदासादयः सहृदयैः स्तूयन्ते कवयः ।"

અર્થાત્—કાલિદાસ વગેરે કવિઓ દીર્ઘકાળ પૂર્વે થઇ ગયા છતાં આટલા વિશાલ સંસારમાં આજ સુધી સહૃદયોથી સ્તવાય છે.

(૧) 'અભિજ્ઞાનશાકુન્તલ' નો પ્રથમ અંક—

राजा—( प्रविश्य, निमित्तं सूचयन् । )
शान्तमिदमाश्रमपदं स्फुरति च बाहुः कुतः फलमिहास्य ?
अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र ॥ १४ ॥

—એ તપોવનમાં પ્રવેશ કરતાં વિચારચતુર રાજાનું જમણું નેત્ર ફરકવા માંડયું–એના નૂતન કલ્યાણને સૂચવતું.

(૨) मुदितः सोऽमतो गच्छन् दक्षिणेन सखीयुताम् ।
सिञ्चन्तीं द्रून् पयःकुम्भैर्ददर्श मुनिकन्यकाम् ॥२२२॥

—આગળ જતાં આનન્દ પામતા રાજાએ દક્ષિણ તરફ સખીસહિત મુનિકન્યાને જોઈ, જે જલકુંભોથી વૃક્ષોને સિંચી રહી હતી.

सोऽचिन्तयदहो ! रूपं नेदृगप्सरसामपि ।
न नागीनां न नारीणां त्रैलोक्याद्धिका ह्यसौ ॥२२३॥

—(મુનિકન્યાને જોઈ) રાજા વિચાર કરે છે કે આવું રૂપ માનુષીઓમાં ન હોય, નાગકન્યાઓમાં કે અપ્સરાઓમાં પણ ન હોય. ત્રિલોકમાં આ સર્વાધિક સુન્દરી છે.

(૩) ततश्च वृक्षान्तरितो यावत् तां स व्यचिन्तयत् ।
माधवीमण्डपं तावत् सह सख्या विवेश सा ॥२२४॥

—પછી વૃક્ષની આડમાં છુપાયલો રાજા એ કન્યાનો વિચાર કરે છે, તેટલામાં એ (મુનિકન્યા) પોતાની સખી સાથે માધવીમંડપમાં પ્રવેશ કરે છે.

---

(૨) (પ્રથમ અંકનો ૧૪ મા શ્લોક પછી)
राजा–( कर्णं दत्वा ) अये ! दक्षिणेन वृक्षवाटिकामालाप इव श्रूयते। यावदत्र गच्छामि । ( परिक्रम्य, अवलोक्य च ) अये ! एतास्तपस्वि-कन्यकाः सेचनघटैर्बालपादपेभ्यः पयो दातुमित एव अभिवर्तन्ते । ( निपुणं निरूप्य ) अहो ! मधुरमासां दर्शनम् ।

(૩) पादपान्तर्हित एव विस्रब्धं तावदेनां पश्यामि । ( इति तथा करोति)

(४) दृढबद्धं श्लथीकृत्य वल्कलं तत्र बालिका ।
बकुलं सेक्तुमारेभे बकुलामोदभृन्मुखी ॥२२५॥

—त्यां બકુલસમાન સુગન્ધિ મુખવાળી એ બાલિકા પોતાના મજબૂતીથી બાંધેલા વલ્કલને ઢીલું કરી બકુલને સિંચવા લાગી.

(५) भूयोऽप्यचिन्तयद् राजाऽमुष्या राजीवचक्षुषः ।
क्वेदं रूपं क्व कर्मेदं प्राकृतस्त्रीजनोचितम् ? ॥२२६॥

—રાજા વિચાર કરે છે: આ કમલલોચના કન્યાનું આ રૂપ ક્યાં અને પ્રાકૃત ( સામાન્ય ) સ્ત્રીને ઉચિત એવું આ કામ ક્યાં ?

(६) न च तापसकन्येयं यदस्यां रागि मे मनः ।
काप्यसौ राजपुत्रीति कुतोऽप्यत्रागता ध्रुवम् ॥२२७॥

—આ તાપસકન્યા નથી, કેમકે આના ઉપર મને રાગ થાય છે. ખરેખર આ કોઇ રાજપુત્રી હોવી જોઇએ અને કોઈ બીજે સ્થલેથી અહીં આવેલી હોવી જોઇએ.

---

(४) शकुन्तला—सहि अणसूए ! अदिपिणद्धेण वक्कलेण पिअंवदाए णिअन्तिदह्मि, सिढिलेहि दाव णं ।

अनसूया—तह । ( इति शिथिलयति । )

[ શકુન્તલા કહે છે: સખી અનસૂયા ! પ્રિયંવદાએ અતિસખ્ત બાંધેલા વલ્કલથી હું જકડાઇ ગઇ છું એને ઢીલું કર અનસૂયા 'ભલે' કહી શકુન્તલાના વલ્કલને ઢીલું કરે છે. ]

(५) असाधुदर्शी खलु तत्रभवान् काश्यपः, य इमामाश्रमधर्मे नियुङ्क्ते ।

(६) असंशयं क्षत्रपरिग्रहक्षमा यदार्यमस्यामभिलाषि मे मनः । ॥ १९ ॥

(७) अत्रान्तरे मुखे तस्याः पद्मभ्रान्त्या मधुव्रतः।
पपातोत्पादयंस्त्रासं धुन्वत्याः पाणिपल्लवौ ॥२२८॥

—એ વખતે ભમરો તેણીના મુખને કમલ સમજી તેના ઉપર ઊડવા લાગ્યો. ભમરો તેને ત્રાસ આપે છે અને તે તેને પોતાના કરપલ્લવોથી ઉડાડવા મથે છે.

(८) यदा च तां जहौ नालिः सखीमुद्दिश्य सा तदा।
भ्रमराद् राक्षसादस्माद् रक्ष रक्षेत्यभाषत ॥२२९॥

—જ્યારે ભ્રમરે એને છોડી નહિ ત્યારે સખીને ઉદ્દેશી એ બોલીઃ આ રાક્ષસથી મને બચાવો ! બચાવો ! !

(९) सख्यप्यूचे रक्षितुं त्वां कोऽन्योऽलं स्वर्णबाहुतः ?
तमेवानुसर क्ष्मापमर्थस्ते रक्षया यदि ॥२३०॥

---

(७) शकुन्तला—( ससम्भ्रमम् ) अम्मो सलिलसेअसंभमुग्गदो णोमालिअं उज्झिअ वयणं मे महुअरो अहिवट्टइ। ( इति भ्रमरबाधां रूपयति। )

[ શકુન્તલા ઓચિંતી ક્ષુબ્ધ બની કહે છેઃ જલસેકના સંભ્રમથી ઊડેલો ભમરો નવમાલિકાને મૂકી મારા મોઢા તરફ આવે છે. ( એમ ભમર તરફથી થતી પજવણીનો અભિનય કરે છે. )

(८) शकुन्तला—न एसो दुट्ठो विरमदि। अण्णदो गमिस्सं (पदान्तरे स्थित्वा सदृष्टिक्षेपम् ) कहं इदो वि आगच्छदि ? हला ! परित्ताअह मं इमिणा दुव्विणीदेण दुट्ठमहुअरेण पडिहूअमाणं।

[ આ દુષ્ટ ખસતો નથી. બીજે જઈશ. + + કેમ અહીં પણ આવે છે ? હલા ! આ દુષ્ટ ભ્રમરથી સતાવાતી મને બચાવો ! ]

(९) उभे—( सस्मितम्। ) का वयं परित्तादुं ? दुस्संदं अक्कन्द। राअरक्खिदव्वाइं तवोवणाइं णाम।

[બન્ને સખીઓ સસ્મિત બોલીઃ બચાવનારા અમે કોણ ? દુષ્યન્તને બોલાવ ! તપોવન તો રાજાથી રક્ષિત હોય છે ને !]

—સખી બોલીઃ 'સુવર્ણબાહુ' સિવાય બીજો કોણ તને બચાવી શકે ? તે જ રાજાને અનુસર, જો તારે પોતાનું રક્ષણ કરવું હોય તો.

(१०) को नाम च उपद्रोता पात्युर्वीं वज्रबाहुके ।
इति ब्रुवंस्तयो राजा प्रस्तावज्ञः प्रकट्यभूत् ॥२३१॥

—રાજા સ્વર્ણબાહુ પૃથ્વીનું રક્ષણ કરનાર હોતાં તમને કોણ હેરાન કરે છે ? એમ બોલતો પ્રસ્તાવજ્ઞ (પ્રસંગનો જાણકાર) રાજા તેમની સન્મુખ પ્રકટ થયો.

(११) अकस्मात् तं च ते भीत्याऽवतस्थाने ससाध्वसे ।
नोचितं चक्रतुः किञ्चिन्न च किञ्चिज्जजल्पतुः ॥२३२॥

—ઓચિંતો તેને જોઇ તે બન્ને જણી બી ગઇ, ન કંઇ બોલી શકી, ન રાજાનું કંઇ ઔચિત્ય કરી શકી.

(१२) भीते इति विदन् राजा ते भूयोऽपि बभाषत ।
निष्प्रत्यूहं तपः कच्चिन्निर्वहत्यत्र वां शुभे ! ? ॥२३३॥

—રાજા એમને ડરી ગયેલાં જાણી ફરી બોલ્યોઃ હે મહાશયાઓ ! અહીં તમારું તપ નિર્વિઘ્નપણે ચાલે છે ?

धैर्यमालम्ब्य सख्यूचे नरेन्द्रे वज्रबाहुके ।
तापसानां तपोविघ्नमत्र कः कर्तुमीश्वरः ? ॥२३४॥

---

(१०) कः पौरवे वसुमतीं शासति शासितरि दुर्विनीतानाम् ।
अयमाचरत्यविनयं मुग्धासु तपस्विकन्यासु ? ॥ २१ ॥

(११) ( सर्वा राजानं दृष्ट्वा किंचिदिव सम्भ्रान्ताः । )

(१२) अपि तपो वर्धते ?

—ધૈર્યને ધારણ કરી સખી બોલી: રાજા સુવર્ણબાહુનું શાસન હોય ત્યાં તાપસોના તપમાં કોણ વિઘ્ન નાખી શકે?

(१३) इयं तु केवलं बाला पद्मभ्रान्त्या मुखेऽलिना ।
दश्यमाना कातराक्षी रक्ष रक्षेत्यभाषत ॥ २३५ ॥

—આ તો, ભમરો આ સુકોમલ બાલાના મુખને કમલ સમજી એને કરડતો હતો, એથી એ કાતરનેત્રાએ રક્ષ! રક્ષ! એવો અવાજ કર્યો.

तरुमूले तया दत्तासने राज्ञोपवेश्य च ।
अपृच्छ्यत स्वच्छधिया गिरा पीयूषकल्पया ॥ २३६ ॥

—તત્પશ્ચાત્ વૃક્ષમૂલની જગાએ સખીએ આસન આપ્યું, તે પર રાજા બેઠો. પછી સ્વચ્છ આશયથી સખી સુધામધુર વાણીથી રાજાને પૂછવા લાગી.

(१४) लक्ष्यसे त्वमसामान्यो मूर्त्याऽपि निरवद्यया ।
तथाप्याख्याहि कोऽसि त्वं देवो विद्याधरोऽथवा ? ॥२३७॥

---

(१३) अनसूया-अज्ज ! न खलु किंपि अच्चाहिदं इअं णो पिअसही महुअरेण अहिहूअमाणा कादरीभूदा । (इति शकुन्तलां दर्शयति।)

[ આર્ય ! ઉપદ્રવ કશોયે નથી, આ અમારી પ્રિય સખી શકુન્તલા ભમરાની પજવણીથી કાયર થઇ ગઇ. (એમ કહી શકુન્તલાને બતાવે છે.)

(१४) अनसूया-अज्जस्स महुरालावजणिदो वीसंभो मं मन्तावेदि कदमो अज्जेण राएसिणो वंसो अलंकरीअदि, कदमो वा विरहपज्जुसुअजणो किदो देसो, किंणिमित्तं वा सुउमारदरो वि तवोवणगमणपरिस्समस्स अत्ता पदं उवणीदो ?

[ આમાં આર્ય કયા વંશના અને કયા દેશના છે અને શા માટે તપોવનપ્રવાસનો શ્રમ લેવામાં આવ્યો એ પ્રશ્નો છે.]

—તેજસ્વી મૂર્તિ ઉપરથી આપ અસાધારણ વ્યક્તિ જણાઓ છો. તો પણ અમે જાણવા ઇચ્છીએ છીએ કે આપ કોણ છો? દેવ છો કે વિદ્યાધર?

(૧૫) आत्मानमात्मनाऽऽख्यातुमक्षमः क्ष्माधवोऽवदत् ।
परिग्रहोऽहं कनकबाहोर्वसुमतीपतेः ॥ २३८ ॥

—પોતાની ઓળખ પોતે કરાવવા અસમર્થ એવા રાજાએ કહ્યું: હું સુવર્ણબાહુ રાજાનો સેવક છું.

(૧૫) तदादेशादिहाऽऽगच्छमाश्रमे विघ्नकारिणाम् ।
निवारणार्थं यत्नोऽत्र महांस्तस्य हि भूपतेः ॥ २३९ ॥

—એ મહારાજાના આદેશથી અહીં (આ આશ્રમમાં) વિઘ્નકારીઓનું નિવારણ કરવા માટે આવ્યો છું. કેમકે આ બાબતમાં મહારાજા ખૂબ યત્નશીલ રહે છે.

अयं स एव राजेति ध्यायन्तीं तां सखीं नृपः ।
उवाच किमियं बाला क्लिश्यते कर्मणाऽमुना ? ॥ २४० ॥

—'આ તે જ રાજા છે' એમ વિચાર કરતી એ સખીને રાજાએ પૂછ્યું: આ બાલાને આવાં કામનું કષ્ટ કેમ ઉઠાવવું પડે છે?

अथ निःश्वस्य साऽवोचदियं रत्नपुरेशितुः ।
खेचरेन्द्रस्य पद्मेति कन्या रत्नावलीसुता ॥ २४१ ॥

—સખી નિઃશ્વાસ નાંખી બોલી: આ, રત્નપુરના રાજા

(૧૫) राजा-(आत्मगतम् ।) कथमिदानीमात्मानं निवेदयामि ? कथं वाऽऽत्मापहारं करोमि ? भवतु । एवं तावदेनां वक्ष्ये । (प्रकाशम् ।) भवति ! य: पौरवेण राज्ञा धर्माधिकारे नियुक्त: सोऽहमविघ्नक्रियोपलम्भाय धर्मारण्यमिदमायातः ॥

विद्याधरेन्द्रनी कन्या छे. आनुं नाम 'पद्मा' छे, आनी मातानुं नाम 'रत्नावली' छे.

पिताऽस्यां जातमात्रायां विपेदे तत्पदार्थिनः ।
मिथः सुता युयुधिरे ततोऽभूद् राज्यविप्लवः ॥ २४२ ॥

—आनो जन्म थतां एना पितानुं मृत्यु थयुं, अने पछी राज्यासनना अर्थी एना पुत्रो परस्पर युद्ध करवा लाग्या. परिणाम राज्यविप्लवनुं आव्युं.

रत्नावली गृहीत्वेमां बालां स्वभ्रातुराश्रमे ।
गालवस्य कुलपतेर्निकेतनमुपागमत् ॥ २४३ ॥

—रत्नावली आ बालाने लई पोताना सहोदर कुलपति 'गालव' ना आश्रम-स्थानमां आवी.

अन्येद्युः साधुरेकोऽत्र दिव्यज्ञानी समागमत् ।
पद्मायाः कः पतिर्भावीत्यपृच्छद् गालवश्च तम् ॥ २४४ ॥

—एक दिवसे एक दिव्यज्ञानी साधु अहीं आव्या. गालवे एमने पूछ्युं: पद्मानो पति कोण थशे ?

अत्रागतोऽश्वापहृतश्चक्रभृद् स्वर्णबाहुसूः ।
परिणेष्यत्यमूं बालामित्याख्यत् स महामुनिः ॥ २४५ ॥

—ते मुनिए कह्युं: अश्वथी अपहृत सुवर्णबाहु चक्रवर्ती अहीं आवशे, ए आ बालाने परणशे.

राजापि दध्यावकस्मादश्वापहरणं मम ।
सहानया संघटनोपायः खल्वेष वेधसः ॥ २४६ ॥

—राजा विचार करवा लाग्योः मारुं आ आकस्मिक अश्वाप-

હશે એ ખરેખર વિધિની આ બાલા સાથેનું મારું મિલન કરાવવા માટેની ઉપાયભૂત યોજના છે.

सोऽथालपत् क्वेदानीं भद्रे ! कुलपतिर्वद ।
तद्दर्शनेन मे भूयादधुनाऽऽनन्दकन्दलः ॥ २४७ ॥

—રાજાએ પૂછયું: ભદ્રે ! હમણાં કુલપતિ ક્યાં છે ? એમનાં દર્શન કરી હું આનન્દ પામું.

सख्याचख्यौ विहर्तुं तं प्रस्थितं मुनिमन्यतः ।
अनुगन्तुं गतोऽस्त्यद्य तं नमस्कृत्य चैष्यति ॥ २४८ ॥

—સખીએ કહ્યું: કુલપતિ અન્યત્ર વિહાર કરવાને અહીંથી રવાના થયેલા એ મુનિને વળાવવા ગયા છે. આજે એમને નમસ્કાર કરી આવશે.

पद्मामानय हे नन्दे ! कुलपत्यागमक्षणः ।
वर्ततेऽसाविति तदा काप्याख्यद् वृद्धतापसी ॥ २४९ ॥

—એટલામાં વૃદ્ધ તાપસી બોલી: હે નન્દે ! કુલપતિના આવવાનો વખત થયો છે. પદ્માને લઈ આવ.

(१६) राजाऽप्यश्वखुरवक्षातसैन्यागमोऽवदत् ।
यातं युवामहमपि रक्षामि बलमाश्रमात् ॥ २५० ॥

(१६) राजा-( आत्मगतम् ) अहो ! धिक् पौरा अस्मदन्वेषिण-स्तपोवनमुपरुन्धन्ति । भवतु । प्रतिगमिष्यामस्तावत् ।

× × ×

राजा-(ससम्भ्रमम् ) गच्छन्तु भवत्यः । वयमप्याश्रमपीडा यथा न भवति तथा प्रयतिष्यामहे ।

—રાજાએ અશ્વોની ખુરના અવાજથી સૈન્યને આવી પહોંચ્યું જાણ્યું અને કહ્યું: પધારો તમે. હું પણ સૈન્ય આશ્રમને ઉપદ્રવરૂપ ન બને એની સંભાળ લઉં.

(१७) निर्येऽथ नन्दया पद्मा ततः स्थानात् कथञ्चन।
परयन्ती वलितग्रीवा स्वर्णबाहुं महीपतिम् ॥ २५१ ॥

—હવે સ્વર્ણબાહુ રાજા તરફ ડોક વાળી જોતી એવી પદ્માને નન્દા આગ્રહપૂર્વક એ સ્થાનથી લઈ જાય છે.

तदैयुपः कुलपते रत्नावल्याश्च सा सखी।
सुवर्णबाहुवृत्तान्तं कथयामास सम्मदात् ॥ २५२ ॥

—તે વખતે કુલપતિ અને રત્નાવલી આવે છે. તેમાં સખી રાજા સુવર્ણબાહુ સંબંધી વાત સહર્ષ જણાવે છે.

अथोचे गालवो ज्ञानमतिसप्रत्ययं मुनेः।
जैनर्षयो महात्मानो भाषन्ते न मृषा क्वचित् ॥ २५३ ॥

—કુલપતિ ગાલવે કહ્યું: મુનિનું જ્ઞાન ખૂબ નિશ્ચયાત્મક છે. જૈન ઋષિ મહાત્માઓ કદિ મૃષા ભાષણ કરતા નથી.

आतिथेयेन तत् पूज्यो वर्णाश्रमगुरुर्ह्यसौ।
पद्मायाश्च पतिर्भावी तं यामः पद्मया सह ॥ २५४ ॥

—માટે રાજા સુવર્ણબાહુ અતિથિસત્કારથી પૂજનીય છે, કેમકે એ વર્ણાશ્રમોનો ગુરુ છે અને પદ્માનો ભાવી પતિ છે. પદ્માને લઈ આપણે એની પાસે જઈએ.

---

(१७) (शकुन्तला राजानमवलोकयन्ती सव्याजं विलम्ब्य सह सखीभ्यां निष्क्रान्ता।)

ततो रत्नावली-पद्मा-नन्दाभिः सहितो ययौ ।
राज्ञः पार्श्वे कुलपती राज्ञा चोत्थाय सत्कृतः ॥ २५५ ॥

—પછી રત્નાવલી, પદ્મા અને નન્દા સાથે કુલપતિ રાજાની પાસે ગયા. રાજાએ ઊભા થઈ એમનો સત્કાર કર્યો.

अभ्यधाद् गालवं राजा द्रष्टुमुत्कण्ठितोऽद्य वः ।
अहमभ्याजिगमिषं किं यूयं स्वयमागताः ? ॥ २५६ ॥

—રાજાએ ગાલવને કહ્યું: હું જ આપનાં દર્શન માટે ઉત્કંઠિત હતો અને મેં આજે આપનાં દર્શન માટે આવવાની ઇચ્છા કરેલી. આપે પોતે શા માટે તકલીફ લીધી ?

बभाषे गालवोऽप्येवमन्योऽपि ह्याश्रमागतः ।
आतिथेयेन पूज्यो नस्त्वं तु त्राता विशेषतः ॥ २५७ ॥

—ગાલવે કહ્યું: આશ્રમમાં આવેલો અન્ય માણસ પણ અમારે સત્કાર કરવા યોગ્ય છે, તો આપ તો લોકરક્ષક હોઈ વિશેષરૂપેણ સમ્માનભાજન છો.

जामेयी मे त्वसौ पद्मा पत्नी ते ज्ञानिनोदिता ।
अस्याः पुण्यैस्त्वमायासीस्तदिमामुद्वहाऽधुना ॥ २५८ ॥

—આ મારી ભાણુજી પદ્માને જ્ઞાનીએ આપની પત્ની જણાવેલી છે. એણીના પુણ્યથી આપ અહીં પધાર્યા છો. તો આપ આ વખતે એની સાથે લગ્ન કરો.

इत्युक्तो मुनिना तेन पद्मां पद्मामिवापराम् ।
गान्धर्वेण विवाहेन स्वर्णबाहुरुपायत ॥ २५९ ॥

—આ પ્રમાણે એ મુનિ ( કુલપતિ ગાલવ ) તરફથી કહેવામાં

આવતાં રાજા સુવર્ણબાહુએ, જાણે કે બીજી લક્ષ્મી હોય એવી પદ્મા સાથે ગાન્ધર્વ વિવાહથી લગ્ન કર્યું.

रत्नावली ततः प्रोचे राजानं जनितोत्सवम् ।
पद्माहृदयपद्मस्य त्वं सूर्यीभव सर्वदा ! ॥ २६० ॥

—પછી જેણે ઉત્સવ વર્તાવ્યો છે એવા રાજાને રત્નાવલીએ કહ્યું: તમે પદ્માના હૃદયરૂપ પદ્મને માટે સદા સૂર્યસમા બનો!

× × ×

पत्या सह गमिष्यामि मातर्नातः परं मम ।
स्थानमन्यत्र तद् ब्रूहि भूयोऽपि द्रक्ष्यसे कदा ? ॥ २६६ ॥

—(પદ્મા માતાને નમસ્કાર કરી ગદ્ગદયુક્ત કહે છે:) પતિની સાથે હું જઈશ મા! મા! હવે આજથી મારું સ્થાન બીજે નથી. તું મને ફરી ક્યારે મળીશ ?

भ्रातृनिवोद्यानतरून् मृगडिम्भान् सुतानिव ।
मुनिकन्याश्च भगिनीरिव त्यक्ष्यामि ही कथम् ? ॥ २६७ ॥

—ભ્રાતાસમા ઉદ્યાનવૃક્ષો, પુત્રસમા મૃગબાલકો અને ભગિનીસમી મુનિકન્યાઓ, હાય! મારાથી કેમ છોડાશે ?

असौ गर्जति पर्जन्ये षड्जस्वरमनोज्ञवाक् ।
कलापी ताण्डवकलां कस्याग्रे दर्शयिष्यति ? ॥ २६८ ॥

—મેઘની ગર્જના થતાં ષડ્જસ્વરોથી મનોરમ વાણીવાળો આ મોર કોની આગળ પોતાની તાંડવકલા દેખાડશે ?

बकुलाशोकमाकन्दानमून् सम्प्रति मां विना ।
का पाययिष्यति पयो मातः ! स्तन्यं सुतानिव ? ॥ २६९ ॥

—જેમ પુત્રોને સ્તનદૂધ પાવામાં આવે છે, તેમ આ બકુલ, અશોક અને આમ્ર વૃક્ષોને હવે મારા વિના, મા ! કોણ પય પાશે ?

रत्नावल्यप्युवाचैवं वत्से ! त्वं चक्रवर्तिनः ।
पत्न्यभूर्विस्मर ततो धिग् वृत्तिं वनवासजाम् ॥ २७० ॥

—રત્નાવલીએ કહ્યું: વત્સે ! તું હવે ચક્રવર્તીની પત્ની બની છે, માટે હલકી વનવાસવૃત્તિને ભૂલી જા.

(१८) भर्त्ता त्वयानुगम्योऽद्य चक्र्यसौ भूमिवासवः ।
त्वं भविष्यसि देव्यस्य हर्षस्थाने कृतं शुचा ॥ २७१ ॥

—તારે તો આજ આ ચક્રવર્તી રાજા, જે તારો ભર્તા બન્યો છે, તેનું અનુગમન કરવાનું છે (તેની સાથે જવાનું છે). તું એની દેવી બનીશ. આનન્દની જગાએ શોક કેમ કરે છે ?

इत्युक्त्वा मूर्ध्नि चुम्बित्वा समालिङ्ग्य च निर्भरम् ।
अङ्कमारोप्य मुक्ताश्रुाऽन्वशाद् रत्नावलीति ताम् ॥ २७२ ॥

—આ પ્રમાણે કહી માતા રત્નાવલી પદ્માને માથામાં ચૂમી, ખૂબ આલિંગન કરી અને ખોળામાં બેસાડી, દડદડ પડતા અશ્રુજળ સાથે શિખામણ આપવા લાગી.

---

(१८) अभिजनवतो भर्तुः श्लाघ्ये स्थिता गृहिणीपदे
विभवगुरुभि: कृत्यैस्तस्य प्रतिक्षणमाकुला ।
तनयमचिरात् प्राचीवार्कं प्रसूय च पावनं
मम विरहजां न त्वं वत्से ! शुचं गणयिष्यसि ॥१८॥

(ચોથો અંક)

(१९) गता पतिगृहं वत्से ! सदैव स्याः प्रियंवदा ।
भुक्ते पत्यौ च भुञ्जीथाः शयीथाः शयिते तथा ॥ २७३ ॥

—વત્સે ! પતિગૃહે જઈ હમેશાં પ્રિયંવદા ( મિષ્ટભાષિણી ) બનજે. પતિના જમ્યા પછી જમજે અને પતિના શયન પછી સૂજે.

(१९) चक्रिपत्नीसपत्नीषु सापत्न्याचारिणीष्वपि ।
भाव्यं त्वया दक्षिणया महत्त्वस्योचितं ह्यदः ॥ २७४ ॥

—તારી સપત્નીઓ ( શોક્યો ) તારી તરફ પ્રતિકૂલ આચરણ કરે તોયે તું દાક્ષિણ્યને ( સરલતા, ઉદારતાને ) ધારણ કરજે. મોટાની મોટાઈને એ જ ઉચિત છે.

नीरङ्गीच्छन्नवदना नित्यं नीचैर्विलोचना ।
वत्से ! कैरविणीव त्वमसूर्यम्पश्यतां श्रयेः ॥ २७५ ॥

—બુરખામાં આચ્છાદિત મુખવાળી અને નીચે ઢળતાં નેત્રોવાળી એવી—કુમુદિનીની જેમ—અસૂર્યંપશ્ય ( સૂર્યને નહિ જોનારી ) બનજે.

(१९) श्वश्रूपादाब्जसेवायां हंसीयत्त्वं समुद्वहेः ।
चक्रिपत्नीत्वजनितं गर्वं जात्वपि मा कृथाः ॥ २७६ ॥

---

(१९) शुश्रूषस्व गुरून् कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने
भर्तुर्विप्रकृतापि रोषणतया मा स्म प्रतीपं गमः ।
भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी
यान्त्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः ॥ १७ ॥

( ચોથો અંક )

—સાસૂતાં ચરણકમલની સેવામાં હંસલી સમી બનજે. ચક્રવર્તીની પત્ની હોવા માટેનો ગર્વ કદિ કરીશ નહિ.

सापत्नान्यप्यपत्यानि पत्युर्मन्यस्व सर्वदा ।
स्तनन्धयानिव निजान् कुर्याश्च स्वाङ्कतल्पगान् ॥ २७७ ॥

—પતિનાં સપત્નીપ્રસૂત બાળકોને પોતાનાં સ્તનપાયી બાળકો જેવાં માનજે અને તારા ખોળાને એમની શય્યા બનાવજે.

आपीय कर्णाञ्जलिभिरिति शिक्षावचःसुधाम् ।
नत्वाऽऽपृच्छे जननीं स्वपत्युश्चानुचर्यभूत् ॥ २७८ ॥

—આ પ્રમાણે કર્ણાંજલિથી શિખામણરૂપ સુધાનું પાન કરીને પદ્માએ માતાની પાસેથી પ્રણામપૂર્વક વિદાય લીધી અને પોતાના પતિની અનુચરી બની.

× × ×

ઉપસંહાર

હવે એક દિવસે સત્સંગના સુયોગે રાજા સુવર્ણબાહુની દૃષ્ટિ જાગરિત થાય છે. મોહ અને ભોગવાસનાની સાચી પ્રકૃતિનું એ રાજાને સ્મરણ થાય છે. એ એને તત્ત્વતઃ દુઃખરૂપ જણાય છે. એના વળગાડને લીધે જ પ્રાણી અનેકયોનિરૂપ ભવચક્રમાં ભ્રમણ કરે છે અને દુઃખના પાશમાં બંધાયેલો રહે છે એ બાબતનું એ નરપતિને ભાન થાય છે. એને પ્રતીત થાય છે કે તૃષ્ણાની તૃપ્તિ કરતાં અતૃપ્ત ઇચ્છાઓ વધુ બલવાન્ બને છે અને એનો સન્તાપપૂર્ણ ઝંઝાવાત કરવાને બદલે વધુ ને વધુ ઉગ્ર બન્યે જાય છે; એટલે મોહની ઝાકળ ઊડે નહિ ત્યાં સુધી દુઃખનો પોગ ખરી શકે તેમ

નથી એમ એને સચોટ સમન્વય છે. પરિણામે, સાચા તથા સ્થાયી સુખ અને કલ્યાણ માટે મોહને ખસેડયા સિવાય, રાગ-દ્વેષના ઉકળાટને કાઢ્યા સિવાય બીજો રસ્તો નથી, આત્મારામ બન્યા સિવાય બીજી સાધના નથી—એ પ્રકારની કલ્યાણી ભાવનામાં વિહરતો સમ્રાટ્ સમગ્ર મોહપરિચયનો પરિત્યાગ કરી આત્મસાધનારૂપ ચારિત્રને ગ્રહણ કરે છે. વ્યોમવિહારી એ રાજર્ષિ કાળધર્મ પામી દેવલોકની સફર કરી આવી અર્હન્ 'પાર્શ્વ' થાય છે, જેમનો સંક્ષિપ્ત ચરિતનિર્દેશ ત્રીજા લેખમાં આપ્યો છે.

[ વિ. સં. ૨૦૦૪



## (૧૭)

## કલ્યાણનો રાહ

—x—

આપણું મૂળ ધ્યેય જીવનવિકાસ હોવું જોઇએ. જીવન-વિકાસ એટલે શારીરિક, માનસિક, બૌદ્ધિક, નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક વિકાસ. આ વિકાસ સધાય ધનતૃષ્ણા અને કામાસક્તિ પર યોગ્ય અંકુશ મૂકવાથી. સંસારમાં બધાં પાપોનું મૂળ આ બે દોષો છે. આ બે દોષોમાંથી બધી બુરાઇઓ વિસ્તરે છે અને પ્રચાર પામે છે. જગતમાં ભયંકર યુદ્ધો-મહાયુદ્ધો-વિશ્વયુદ્ધો વારે વારે ફાટી નીકળે છે તે આ બે દોષોની રાક્ષસી જ્વાલાને આભારી છે.

**ધનતૃષ્ણા**

माया-प्रतारणोपायैः परिताप्य परांस्तथा ।
गृहीतं द्रविणं भ्रष्टं भ्रष्टां बुद्धिं करोति च ॥
मलीमसं धनं तादृक् सुखं भोक्तुं न शक्यते ।
गृहे कुटुम्बे कलह-क्लेशं विस्तारयत्यपि ॥
मुष्णाति च मनःशान्तिं चिन्तार्तां कुरुते स्थितिम् ॥
अनर्थविपदः सूते संक्लिश्नाति च जीवितम् ॥

( લેખકવિરચિત "जीवनपाठोपनिषद्" માંથી )

અર્થાત્—અનીતિ-અન્યાય, દગાબાજી, ઠગાઈ, છીના-ઝપટી, વિશ્વાસઘાતથી અને બીજાઓને હેરાન કરીને મેળવેલું ધન ભ્રષ્ટ છે અને બુદ્ધિને ભ્રષ્ટ કરે છે.

એવું અપવિત્ર ( નાપાક ) ધન સુખે ભોગવી શકાતું નથી, સુખે જીવવા દેતું નથી અને ગૃહ-કુટુંબ-પરિવારમાં કલહ-કલેશ ફેલાવે છે. એ મનની શાન્તિને લૂંટી લે છે, ચિત્તને ચિન્તાગ્રસ્ત સ્થિતિમાં રાખે છે, અનેક અનર્થોને જન્માવે છે અને જીવતરને ખારું ઝેર બનાવી મૂકે છે.

એ નાપાક ધન ટકતું નથી; ટકે છે તો તેની ભયંકર પ્રતિક્રિયા થાય છે. કાં તો વેપારધંધામાં આગ લાગે છે, યા ઘર-દુકાનમાં ઉપદ્રવ મચે છે, અથવા પત્ની કે પુત્રનું મૃત્યુ થાય છે.

ન્યાયની લૂખી-સૂકી પણ રોટીમાં જે સુખ, શાન્તિ અને ઓજસ્ છે તે અનીતિ-અન્યાયની કમાણીના માલમલીદામાં નથી એ આપણે દૃઢતાથી સમજી રાખવું જોઈએ.

સાત્ત્વિક સન્તોષથી તૃષ્ણાને-લોભને અંકુશમાં લઈ શકાય છે. સંતોષના સંબંધમાં સુન્દરદાસજીએ ઠીક જ કહ્યું છે:—

જો દશ વીશ પચાશ ભયે શત હોઇ હજાર તો લાખ મગેગી,
ક્રોડ અરબ્બ ખરબ્બ અસંખ્ય ધરાપતિ હોનેકી ચાહ જગેગી;
સ્વર્ગ-પાતાલકા રાજ્ય કરૂં તૃષ્ણા અધિકી અતિઆગ લગેગી,
સુન્દર, એક સંતોષ વિના, શઠ ! તેરી તો ભૂખ કભી ન ભગેગી.

तस्य पापानि रुध्यन्ते सेव.तत्परता भवेत् ।
जायते चित्तशान्तिश्च सन्तोषो यस्य भूषणम् ॥

અર્થાત્—જેણે પોતાના જીવનને સન્તોષના સદ્‌ગુણથી વિભૂષિત બનાવ્યું છે તેની પાપવૃત્તિઓ રુંધાતી જાય છે, તેને ચિત્તની શાન્તિ પ્રાપ્ત થાય છે અને તે સેવાપરાયણ બને છે.

પરન્તુ સન્તોષ એ અકર્મણ્યતા નથી, નિષ્ક્રિય કે આળસુ જીવન નથી. આળસુ જીવન એ જીવનની પામરતા છે. આળસુ બની બીજાને કે સમાજને ભારરૂપ બનવું એ જીવનની અધમતા છે. પોતાનાં નિર્વાહનો બોજો માણસે પોતાના ઉપર જ લેવો જોઇએ. સન્તોષની સાથે માણસે સ્વ-પરહિત માટે ઉદ્યમશીલ રહેવું જોઇએ. "योगः कर्मसु कौशलम्" એ ગીતા-વચન કર્મકૌશલ અથવા સમુચિત કર્મશીલતાને યોગ તરીકે જણાવે છે. ગીતામાં કહ્યું છે—

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात् कर्मयोगो विशिष्यते ॥ [ ५-२ ]

અર્થાત્—કર્મસંન્યાસ અને કર્મયોગ બન્ને શ્રેયસ્કર છે, [પ]ણ એ બેમાં કર્મયોગ વધારે મહાન્ છે.

ઉદ્યમની સાથે માણસે પોતાના પરિગ્રહનું પરિમાણ કરવું [જ]રૂરી છે. પરિગ્રહપરિમાણનો ફાયદો એ છે કે પરિગ્રહના [ક]રેલા પરિમાણ જેટલું પ્રાપ્ત થતાં માણસની ઉપાધિઓ ઘણી [ઓ]છી થઇ જાય છે અને લોકસેવાનાં કાર્યો બજાવવામાં તેને [સ]ારો અવકાશ મળી શકે છે. બીજી વાત એ છે કે માણસ [જ]ો વેપાર-ધંધાને ખીલવવાનો શોખીન હોય તો તેના વિસ્તૃત વેપારના યોગે એને પરિગ્રહપરિમાણથી અધિક જે ધન મળે તે લોકસેવાનાં કાર્યોમાં ઉપયોગી થઈ શકે છે.

## પાપનો બાપ ?

એક બ્રાહ્મણ કાશીમાં બાર વર્ષ ભણી ઘેર આવ્યો. એની પત્નીએ રાત્રે એને પૂછ્યું: તમે કાશીથી ભણીને આવ્યા તો મારા એક પ્રશ્નનો જવાબ આપો—'પાપના બાપનું નામ શું?' બ્રાહ્મણ તો વિચારમાં પડયો, મુંઝાયો, શાસ્ત્રો એણે ફેંદી વાળ્યાં; રામ, સીતા, રાવણ, અર્જુન વગેરેના બાપનાં નામ તો એને માલૂમ હતાં, પણ પાપના બાપનું નામ એને ન જડયું. એ શરમિન્દો બન્યો. સભાઓ એણે જીતી હતી, પણ સ્ત્રીને જીતવી ભારે થઈ પડી! આખી રાત એને એ ચિન્તામાં ઊંઘ ન આવી. સવાર થતાં જ સ્ત્રીએ ના પાડવા છતાં ફરીથી કાશીએ ભણવા જવા નીકળ્યો. રસ્તામાં એક સ્થળે વેશ્યાને ઘેર ઊતર્યો. એને માલૂમ પડેલું કે આ વેશ્યા બહુ ભણેલી અને ચતુર છે. વેશ્યાએ પણ વાત-વાતમાં જાણી લીધું કે પંડિત ભણ્યો છે પણ ગણ્યો નથી અને સ્ત્રીના પ્રશ્નનો જવાબ ન આવડવાથી ભાઈ પાછા કાશી જવા નીકળ્યા છે. પછી વેશ્યાએ એના ભોજન માટે સીધા-સામાનની જોગવાઈ કરી આપી. બ્રાહ્મણે ચોકો કરી નાહી રસોઇ બનાવી. દાળ-ભાત, લાડુ-શાક, ભજિયાં બધું તૈયાર થઇ ગયું. પછી વેશ્યાએ એને કહ્યું: મારી એવી પ્રાર્થના છે કે લાડુનો એક કકડો તમે મારા હાથે ખાઓ અને મને પવિત્ર કરો. બ્રાહ્મણે ના પાડી. એણે કહ્યું: અરે! એ તે બને ? એથી તો હું ભ્રષ્ટ થઈ જાઉં. પછી વેશ્યાએ એની સામે ગીનીની કટોરી મૂકી અને કહ્યું, આ આપને દક્ષિણા મળે જો મારા હાથે લાડવાનો એક કકડો ખાઓ તો. ગીની જોઇ બ્રાહ્મણનું મન ચલિત થઇ ગયું. એણે

કહ્યું: ભલે તમારો આટલો આગ્રહ છે તો હું લઇશ, પણ બે શરતે, એક તો તમારે મારા મોઢાને અડવું નહિ, તમારો હાથ જરા દૂર રાખીને ઊંચેથી લાડવાનો કકડો મારા મોંમાં મૂકવો અને બીજી શરત એ કે આ વાત તમારે કોઇને કહેવી નહિ. ભલે ચોકામાં આવી જાઓ. પછી વેશ્યાએ ચોકામાં પ્રવેશ કર્યો અને લાડવાનો કકડો લઇ તેના મોઢામાં મૂકતાં તેનો હાથ પકડી બોલી, મહારાજ! તમે કાશી શું ભણવા જતા હતા? બ્રાહ્મણે કહ્યું, પાપના બાપનું નામ. "બસ! તો પાપનો બાપ આ જ-લોભ" વેશ્યા બોલી. બ્રાહ્મણ શરમિન્દો બની ગયો અને વીલે મોઢે પાછો ઘેર ગયો.

## કામાસક્તિ

નિર્બળ મનનો માણસ કામવાસનાથી વારે વારે ઘેરાતો, ખેંચાતો રહે છે અને તેને વશ થતો રહી પોતાના જીવનની દુર્દશા વધારે જતો હોય છે. પૈસા વગેરેની સગવડ હોતાંય તે દુઃખી રહે છે, તેનું મન સતત સન્તાપથી ઘેરાયલું રહે છે. સુખી થવા માટે પણ સમુચિત સંયમ અત્યન્ત જરૂરી છે, જે, સંકલ્પના બળે કામાસક્તિને અંકુશમાં લેવાથી શક્ય છે. એ વગર શરીર તેમ જ મનથી સુખી-આનન્દી જીવન જીવવું શક્ય જ નથી. એ વગરઉપવાસનો તપ છે અને વગરશ્રમની ભક્તિ છે. એ જીવનની ઉત્તમ સુવાસ છે અને સ્વાસ્થ્યનું ધામ છે. એ ઇષ્ટસિદ્ધિનું આકર્ષણ પણ છે.

વિકાસસાધનના માર્ગમાં આરોગ્યના નિયમોનું અનુપાલન આવશ્યક છે.

## આરોગ્ય

शुद्धवायुर्जलं स्वच्छं योग्याहारोऽरुणातपः ।
स्वच्छन्त्वं योग्यनिद्रा चाऽऽरोग्याय श्रमसंयमौ ॥

( લેખક )

શુદ્ધ હવા, સ્વચ્છ જળ, યોગ્ય આહાર, સૂર્યનો તાપ, સ્વચ્છતા ( ચોખ્ખાઈ ), યોગ્ય નિદ્રા અને શ્રમ તથા સંયમ એ આરોગ્યસંપાદનની સામગ્રી છે.

(૧) શુદ્ધ વાયુ. આરોગ્યનાં સાધનોમાં હવાનો નંબર પહેલો છે. ' સો દવા ને એક હવા. "

(૨) સ્વચ્છ જળ. પાણી ગાળીને પીવાનું. પરિવ્રાજકો જુદાં જુદાં ગામોમાં ફરનારા, એટલે કોઇ સ્થળનું ખરાબ પાણી ન લાગે માટે ખુબ ઊકળી ગયા પછી ઠરેલ પાણી પીવું તેમને માટે હિતાવહ ગણવામાં આવ્યું છે. કોઈ સ્થળનું પાણી ખરાબ હોય, પણ તે બરાબર ઉકાળવામાં આવે તો તેની ખરાબી નષ્ટ થઈ જાય છે અને પછી તે પાણી શરીરને નુકસાનકારક થતું નથી.

(૩) યોગ્ય આહાર. ભોજન હિત, મિત અને સાત્ત્વિક જોઇએ. " यो मितं भुङ्क्ते स बहु भुङ्क्ते "—જે પ્રમાણસર છે તે ઘણું ખાય છે.

" Live not to eat, but eat to live. "

માટે ન જીવ, પણ જીવવા માટે ખા.

drink more, take exercise and
ill starve. "

—થોડું (મિત) ખા, વધુ પી, વ્યાયામ કર અને (એથી) તારો રોગ ભૂખે મરી જશે.

(૪) સૂર્યાતપ. સૂર્યના તાપથી વાતાવરણ શુદ્ધ બને છે. જે મકાનમાં સૂર્યનો તડકો આવતો ન હોય તે આરોગ્યને અનુકૂળ ન ગણાય. જ્યાં રહીએ ત્યાં સૂર્યનો તડકો આવવા દઈએ.

(૫) સ્વચ્છતા. 'જ્યાં ગંદવાડ ત્યાં મંદવાડ.' ભોજનવિધિ અને પીવાનું પાણી સ્વચ્છ રાખીએ. શરીર, વસ્ત્ર, વાસણ વગેરે અને ઘર, મકાનની ચોખ્ખાઈ રાખીએ. પહેરે કિંમતી રેશમી સાડી અને રસોડામાં મસોતાં રાખે મેલાં ડાટ! એવી બેદરકારી ન રાખીએ.

"Cleanliness is next to godliness."

અર્થાત્ ઈશ્વરીયતાની પછી સ્વચ્છતાનું સ્થાન છે.

(૬) યોગ્યનિદ્રા. Sound sleep resembles a stream of nectar અર્થાત્ નિદ્રા એ અમૃતનું ઝરણું છે. નિદ્રા પાચન-ક્રિયામાં મદદગાર થાય છે અને શરીરમાં સ્ફૂર્તિ તથા તાજગી આણે છે. ભોજનનો ઉપવાસ કરવાનું કહ્યું છે પણ નિદ્રાના ઉપવાસનું વિધાન ક્યાંય જોયું?

(૭) શ્રમ. આજે શ્રમની પ્રતિષ્ઠા છે. શ્રમથી કકડીને ભૂખ લાગે છે, ખવાય છે, પાચન થાય છે અને તાકાત આવે છે. ખરેખર, શ્રમ એ જીવનપુષ્ટિનું રસાયણ છે. આરોગ્ય અને રસાભિસરણને ફાયદાકારક છે.

(૮) સંયમ. ઇન્દ્રિયો પર, મન પર, વાણી-વિચારો પર, રસેન્દ્રિય પર, કામ-ક્રોધ-લોભ પર કાબૂ તે સંયમ.

" He alone is courageous, he alone is vigorous, he alone is learned and he alone is a sage or saint who gets mastery over his senses by curbing his mind."

—તે જ ધીર, વીર અને વિદ્વાન્ છે, તે જ સન્ત-સાધુ છે, જે પોતાના મન પર કાબૂ મેળવી પોતાની ઇન્દ્રિયો પર પ્રભુત્વ જમાવે છે.

" He is a hero the conqueror of battle-fields, he is a hero the conqueror in lion-hunting, but he is the hero of heroes the conqueror of himself."

—યુદ્ધક્ષેત્રોને જીતનાર વીર છે, સિંહને જીતનાર વીર છે, પણ જે પોતાની જાત ઉપર જીત મેળવે છે તે વીર નહિ, પણ મહાવીર છે.

રસ્કિન કહે છે:—

" He gains true victory who gains himself."

—જેણે પોતાના આત્માને પ્રાપ્ત કર્યો છે તેણે સાચો વિજય સિદ્ધ કર્યો છે.

આરોગ્ય બાબતનો વિચાર આપણે કરી
સાધના યોગસાધનાના માર્ગને સરળ
થાય છે એ વાત ગીતા—

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वापावबोधस्य योगो भवति

આ શ્લોકથી પ્રદર્શિત કરતાં કહે છે કે—

જેના આહાર-વિહાર પ્રમાણસર છે, જેની કાર્યશીલતા
ોગ્ય રહે છે અને જેનું સૂવું-જાગવું વ્યવસ્થિત છે તેને
ખનાશક યોગભૂમિ પ્રાપ્ત થઈ શકે છે.

શરીર એ દેવળ (દેવાલય) છે, કેમકે એની અન્દર
ત્મા, જે મૂળ સ્વરૂપે પરમજ્યોતીરૂપ હોઈ પરમાત્મા છે,
ાજે છે. માટે એ દેવળને જેમ સ્વચ્છ રાખવાની જરૂર છે
તેને દુર્વ્યસનોથી અભડાવા દેવાય પણ નહિ. આ શરીર-
મન્દિરનાં આંખ, કાન વગેરે દ્વારો છે, તેમાંના કોઈ
થી બહારનો કચરો અન્દર નંખાય નહિ. આંખરૂપ દ્વારથી
કેયાપૂર્ણ દર્શન થાય નહિ; કાનથી ખરાબ સંભળાય
; રસના (જીભ) થી અભક્ષ્ય અને અપેયનાં ભક્ષણ તથા પાન
ય નહિ; ત્વચાથી અધર્મ્ય સ્પર્શન કરાય નહિ; મનથી બુરું
તવાય નહિ; તે જ પ્રમાણે હાથ, પગ વગેરે કર્મેન્દ્રિયોદ્વારા
મી કરાય નહિ. આમ આ દેહરૂપ દેવાલયનું પાવિત્ર્ય સમજી
ર્મ-દુરાચરણના દોષથી તેને દૂષિત થવા ન દઈએ. અને એ
ાથી બહારનો પવિત્ર પ્રકાશ જરૂર આવવા દઈએ.

આ કલ્યાણનો રાહ છે.



( ૧૮ )

## દીક્ષાની વયમર્યાદા

—— × ——

'પ્રવચનસારોદ્ધાર' માં ( મુદ્રિત પુસ્તકના ઉત્તરભાગમાં ૬૭૩ મા પાને, ૧૦૭ મા દ્વારમાં ) બાલદીક્ષાના દોષો બતાવતાં એક દોષ એ બતાવ્યો છે કે—

"બાળકને દીક્ષા આપતાં 'આ શ્રમણો કેવા નિર્દય છે કે બાળકોને પણ બલાત્કારે દીક્ષાના કેદખાનામાં નાખી તેમના સ્વાતન્ત્ર્યનું ઉચ્છેદન કરે છે' આમ જનનિન્દા થાય."

તો દરેક વર્ષની ઉમ્મરવાળાને દીક્ષા આપવામાં આ દોષ નથી ઉદ્‌ભવતો શું ? એવી દીક્ષા લોકનિન્દાસ્પદ નહિ થવાની શું ? માટે દીક્ષાની વયમર્યાદા ઠરાવવી આવશ્યક છે. અને તે મર્યાદા વ્યવહાર તથા લોક–શાસ્ત્રની દૃષ્ટિએ સોળ વર્ષની યોગ્ય ગણાય. આચારાંગની ટીકામાં ( દ્વિતીય અધ્યયનના પ્રથમ ઉદ્દેશકમાં, મુદ્રિત પુસ્તકના ૧૦૫ મા પાને ) ટીકાકાર શીલાંકજીએ બાળવયની મર્યાદા બતાવતું "आ षोडशाद् भवेद् बालो...." એ ઉદ્ધરણ આપ્યું છે, એ પણ સોળ વર્ષ થતાં સુધી બાળ છે એમ જણાવે છે. બાળવયની આ મર્યાદા વ્યવહારુ

ઉદ્દેશ છે.

મતલબ કે નિષિદ્ધ બાલદીક્ષામાં બાલનો અર્થ સોળ વર્ષ થતાં સુધીનો બાળ એમ સ્વીકારવું યોગ્ય છે. સામયિક પરિસ્થિતિ અનુસાર પણ આ મર્યાદા સ્વીકારી લેવી યોગ્ય છે.

બીજું, પાંચમા આરામાં બનેલા દીક્ષાના બનાવો કરતાં ચોથા આરામાં બનેલી દીક્ષાની ઘટનાઓનાં ઉદાહરણો વિશેષ મહત્ત્વનાં ગણાવાં જોઇએ, કેમકે ચોથા આરામાં વિહરમાણ તીર્થંકરો, કેવલજ્ઞાનીઓ, અતિશયજ્ઞાનીઓ અને ઉચ્ચ સન્તોના હાથે અનેક દીક્ષાઓ થતી. એ ચોથા આરામાં એક ફક્ત 'અતિમુક્તક' ની જ બાલદીક્ષા થયાનું શાસ્ત્રમાં ઉલ્લિખિ છે જે આઠ વર્ષથી પણ નીચેની હોઈ અત્યન્ત આપવાદિક છે અને બિલ્કુલ જ અવ્યવહાર્ય છે. એ સિવાય એ આરામાં બનેલી દીક્ષાઓમાં કોઇ દીક્ષા દશેક વર્ષની ઉમ્મરે થઇ છે કે? એવી દીક્ષા થયાની નોંધ શાસ્ત્રમાં છે જ નહિ. જૈન આગમોમાં યત્ર-તત્ર "जोव्वणगमणुपत्तो" એવા પાઠ નજરે પડે છે, જે, યૌવનમાં આવ્યા પછી દીક્ષા ગ્રહણ કર્યાનું સ્પષ્ટ રૂપે જણાવે છે. આ બધું શું બતાવે છે? શાન્ત ચિત્તે વિચારીએ.

બાલદીક્ષાપ્રતિબન્ધક બિલ પાસ ન થાય તો જૈનસંઘે ઉપરના વિચાર-વિમર્શને ધ્યાનમાં લઇ સ્વયં સ્વેચ્છાથી સોળ વર્ષ થતાં સુધી દીક્ષાનો પ્રતિબન્ધ કરતું નિયમન કરવું જોઇએ. એથી બાલદીક્ષાનો કકળાટ શમી જશે અને દીક્ષાના ક્ષેત્રમાં સરકારી દરમ્યાનગીરી પણ થવા નહિ પામવાની.

# સમાપ્ત

## ઉદ્બોધક પત્ર

....આપની ધાર્મિક રસવૃત્તિ અને આધ્યાત્મિક ભાવના સતત વધ્યા કરતી મને દેખાતી અને સાશ્ચર્ય આનન્દ મને થતો. આત્મકલ્યાણની કથા તથા ભાવનામાં રસ પેદા થવો અને એ રસ વધતો જવો એ જીવનનું બહુ મોટું ભાગ્ય છે. એવો માણસ નિર્ધન હોય તોયે મહાભાગ્યશાલી છે. જ્ઞાનદૃષ્ટિ વગરનો ચક્રવર્તી પણ એની આગળ કંગાલ છે.

વિષયતૃષ્ણા એ જીવનની મોટામાં મોટી બીમારી છે. એ હોતાં, રહેતાં સુખ ક્યાંથી હોય? શાન્તિ ક્યાંથી હોય? બહુ મોટી ધનસમ્પત્તિ હોતાં ય એ (તૃષ્ણા) માણસને હમેશાં દુઃખી હાલતમાં રાખે છે. મોત ક્યારે ઓચી પકડશે એની કોને ખબર છે? ખબર હોય કે ન હોય પણ બધી શ્રી-સમ્પત્તિ છોડી એને તાબે થવું પડે છે, અને તે વખતે દરિયા જેટલી લક્ષ્મી પણ કોઈ કામ આવતી નથી, અને જીવને એકલા ચાલી નીકળવું પડે છે. એ વખતે જો એની પાસે ધર્માચરણની મૂડી હોય તો તે એને સુખરૂપ થઈ પડે છે, પણ જો તે મૂડી મેળવી ન હોય તો એના બહુ જ બુરા હાલ થાય છે. માણસે સમજુ બનીને એવી તૈયારી રાખવી જોઇએ કે ગમે ત્યારે અહીંથી ઊપડવું પડે તે વખતે એને ક્ષોભ ન થાય, ગભરામણ ન થાય, ઉદ્વેગ ન થાય અને પ્રયાણ માટે એ સહર્ષ તૈયાર થઈ જાય. એ તૈયારી બીજી કોઇ નહિ પણ ધર્મસાધન કરતા રહ્યાની, સદાચરણી જીવન જીવતા રહ્યાની તૈયારી છે. નાના-મોટા દરેકે એ તૈયારીમાં રહેવું જોઇએ. એ જ જીવનનો સાર છે અને સમગ્ર જ્ઞાનનો નીચોડ છે.

—ન્યા૦